# “ મહેતા સંગીત શિક્ષક.

## ભાગ ૧ લો.

## પ્રસ્તાવના.



આ “ મહેતા સંગીત શિક્ષક ” ભાગ ૧ લો સંગીત પ્રેમી સજ્જનોની સેવામાં મુકતાં મને ઘણોજ હર્ષ થાય છે. મારા પ્રથમ પ્રયાસના ફળ રૂપે “ મહેતા હારમોન્યમ શિક્ષક ” ભાગ ૧ લો છપાવી પ્રસિદ્ધ કરેલ તે તુરતજ પ્રસિદ્ધિ પામી ખપી જવા પામેલ છે. નોકરી અને વ્યાવ્હારિક ઉપાધીઓને લઈ ભાગ્યેજ ફુરસદ મળતી હોવાથી તે પુસ્તકમાં મારા તરફથી બીજાં પ્રસિદ્ધ થનારાં પુસ્તકો જણાવેલ છતાં હું પ્રસિદ્ધ કરી સંગીત પ્રેમી ભાઈઓની માગણીને પહોંચી વળી શકેલ નથી તો તેને માટે ક્ષમા ચાહું છું. વિશેષમાં હવે મારે બીજો ભાગ પ્રસિદ્ધ કરવો હતો, પરંતુ પહેલા ભાગની માગણીઓને પ્રથમ પહોંચી વળવું જોઈએ એમ ધારી પ્રથમ પ્રસિદ્ધ કરેલ “ મહેતા હારમોન્યમ શિક્ષક ” ભાગ પહેલાની સમજુતીમાં અને ગાયનોમાં સુધારો વધારો કરી ચાલુ જમાનાને વધારે અનુકુળ પડે તે રીતે આ પુસ્તક તૈયાર કરેલ છે, અને “ મહેતા સંગીત શિક્ષક” ભાગ ૧ લો નામ રાખેલ છે. હાલમાં ફોનોગ્રાફનો પ્રચાર વિશેષ હોવાથી જનસમુહમાં પ્રસિદ્ધિ પામતાં ગાયનો આવાં પુસ્તકોમાં હોવાનું સૌ કોઈ ઇચ્છે એ કુદરતી છે. જો કે પ્રથમ શિખનારને માટે તે અઘરો વિષય

થઇ પડે તેમ છે, છતાં પણ તેમાં સરળતા જાળવી તેમાંથી કેટલાંક ઓછાં પ્રસિદ્ધ ગાયનો કાઢી તેની જગ્યાએ લગભગ અર્ધો-અર્ધ નવાં પ્રચલિત ગાયનો ઉમેરવામાં આવ્યાં છે.

ગુજરાત અને કાઠીયાવાડમાં "સંગીત"નો પ્રચાર હિન્દના અન્ય ભાગો કરતાં વધારે ઓછો જોવામાં આવે છે. એવા સંજોગોમાં કેવા પ્રકારથી સંગીત પ્રચાર કરવો એ વિચારવા જેવો પ્રશ્ન છે. જ્યાં સંગીતના જ્ઞાનનો અને તેના ઉત્તેજનનો અભાવ હોય એવાં સ્થળોમાં અઘરી અને કંટાળો ઉપજાવનારી શિક્ષણ પદ્ધતિનો ત્યાગ કરી અને શિખવનારના શોખને ઉત્તેજિત કરનાર સરળ અને મનોરંજક પદ્ધતિ અખત્યાર કરી શુદ્ધ રાગ રાગણીવાળાં સહેલાં અને સુગમ તાલ પદ્ધતિનાં ગાયનોના શિક્ષણથી શરૂઆત કરવી જરૂરની છે. એ રીતે રફતે રફતે સંગીતના ઉત્તમ જ્ઞાન તરફ શિખનારની ઇચ્છાને પોષણ મળશે એમાં સંશય નથી.

જે દેશમાં સંગીતનું યથાર્થ અને નિયમિત શિક્ષણ આપનાર સંસ્થાઓ અને શિક્ષકોનો અભાવ હોય તે દેશમાં સંગીતના પ્રચાર માટે એકજ પદ્ધતિવાળાં સરળ અને સસ્તાં સંગીતલેખન પદ્ધતિનાં પુસ્તકો બહોળી સંખ્યામાં છપાવી પ્રસિદ્ધ કરવાની અને તેનો ફેલાવો કરવાની ખાસ જરૂર છે. એવી રીતના પ્રચારના શુભ હેતુથી સ્થાનિક આલ્ફ્રેડ હાઇસ્કુલમાં એક સંગીત કલાસ ખોલી બાર વર્ષ સુધી વિદ્યાર્થીઓને સરળમાં સરળ જણાય તેવા માર્ગનો અનુભવ મેળવી આ લઘુ પુસ્તકમાં સંપૂર્ણ સંગીતવિદ્યાની સમજુતીની સાથે તાલ, માત્રા સહિત મૃદંગના ૨૦ પ્રચલિત તાલ અને નાટકનાં તદ્દન જાણિતાં મર્યાદિત તથા ઔધિક ૧૧૫ ગાયનો સારીગમની સાથે આપવામાં આવેલ છે, જેનો આજ દિવસ સુધીમાં

પ્રસિદ્ધ થઇ ચુકેલાં પુસ્તકોની સંખ્યામાં ઉમેરો કરવા રજા લઉં છું. તો તેનો આપ બ્હોળો ફેલાવો કરાવી અને સંગીત પ્રચારનાં પ્રયાસમાં મને વધારે ઉત્તેજન મળે તેમ કરી ઉપકારી કરશો, અને મારી આ સાહસિક યોજનામાં કાંઇ ભૂલચૂક જણાય તે સૂચવવા કૃપા કરશો એવી આશા રાખું છું. શરૂઆતના શિક્ષણ લેનારાઓને ગાયન બેસાડવામાં હુલાસ વધે અને ચાવીઓ ઉપર હાથનાં આંગળાં મુકતાં ઇચ્છિત ગાયન વગડે તેટલા માટે દીર્ઘ સ્વરોની તથા પલટાઓની જરૂર છતાં તેનો ઓછો ઉપયોગ કરેલ છે. તાલ પણ સરળતાથી આપી શકાય તેવા હેતુથી ઉસ્તાદી પદ્ધતિનો ત્યાગ કરી સ્થાન પણ બદલ્યાં છે, પરંતુ તાલ સુરનું યથાર્થ જ્ઞાન થયા પછી મહાવરાથી એ વિષય એની મેળે સમજાશે.

છેવટમાં મારી આ પુસ્તકની લંબાણુ પૂર્વક આપેલી પ્રસ્તાવના સમાપ્ત કરતાં પહેલાં ઉત્તેજનની આશા સાથે જ્ઞાનના પ્રમાણમાં થતી ભૂલચૂકને માટે માફી માગી લઉં છું; કારણકે સંગીત વિષયનો મારો મુખ્ય ધંધો ન હોવા છતાં સંગીત પ્રચારની તીવ્ર લાગણીને વશ થઇ તેવું સાહસ કરવાથી ન્યુનતા રહી જાય એ સ્વાભાવિક છે. વિશેષમાં મારા આ પ્રયાસમાં પ્રેમથી સહાનુભૂતિ દર્શાવનાર તેમજ લોકપ્રિય ગાયનો સુચવવા અને જોઇએ તો તેનાં નોટેશન પણ આપવા જેટલી તત્પરતા બતાવનાર રાજકોટ સદરમાં આવેલી શ્રી નરહરી પ્રસાદિક હારમોનીયમ કલાના માલિક લીલાધર લક્ષ્મીચંદ મહેતા તથા રાજકોટ પરામાં આવેલ સંગીત વિદ્યાલયના માલિક મોહનલાલ રૂગનાથનો ઉપકાર માનું છું.



# સંગીત મહાત્મ.



પરમાત્માએ આ વિશ્વમાં પ્રેરેલા આત્મ તત્વના અનેક અમીઝરણામાં "સંગીત" નો પ્રભાવ તો અલૌકિકજ છે. 'સંગીત' એ સર્વવ્યાપક જગન્નિયંતાનોજ પવિત્ર આત્મા છે, અને તેના નિયમિત અભ્યાસથી તે અનંત સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માની પાસે લઇ જઇ તેના અનંત સ્વરૂપનું ભાન કરાવે છે. અનાદિ કાળથી ભારત ભૂમિના ભૂપતિઓ અને આર્ય વિદ્વાનો તેની અંતરંગ ઉપાસના કરતા આવ્યા છે. "સંગીત" જેવી મનુષ્યના મનને રંજન કરનાર તથા મોહ ઉપજાવનાર બીજી કોઇ કળા આ વિશ્વને વિષે જોવામાં આવતી નથી "સંગીત" એ એક જાતનો યોગ છે. તે બાળક, યુવાન, વૃદ્ધ, અને પ્રાણી માત્રને અત્યંત પ્રિય છે. ઘોડીઆમાં રડતો બાળક હાલરડાંથી આનંદ પામી છાનો રહી જાય છે. યુવાનો સંગીતના પ્રભાવથી અજ્ઞાન છતાં પણ પ્રેમથી ડોલે છે, અને વૃદ્ધો તો કીર્તનના આનંદમાં એકતાર થઇ સુખ અનુભવે છે. વળી તેમાં એવી અદ્ભુત શક્તિ છે કે સુસ્વર અને નિયમિત સંગીતના સેવનથી મનુષ્યની ઉદાસવૃત્તિ સદાને માટે નાશ પામે છે, અને તેના મનની ચિન્તા દૂર થાય છે. ગમે તેવો દૃઢ અને કઠણ મનનો મનુષ્ય પણ તેનાથી વશ થાય છે, એટલુંજ નહિ પરંતુ સર્પ સમાન ઝેરી અને વિકાળ પ્રાણી પણ મોરલીના સુસ્વર ઉપર અને મૃગ જેવાં ચંચળ પ્રાણી પણ વીણાના મધુર નાદ ઉપર મોહીત થઇ પરવશ બને છે, અને પોતાના પ્રાણનું પણ બલિદાન આપે છે.

જ્યારે "સંગીત" ની આવી સૂક્ષ્મતા અને શ્રેષ્ઠતા છે તો તે મનુષ્યનાં દુઃખ, પરિતાપ, શોક, ચિત્તશૂન્યતા તથા ખેદને કાપી નાંખે તો તેમાં કાંઇ આશ્ચર્ય થવા જેવું નથી!

રોગને મટાડવામાં જેમ વનસ્પતિઓમાં ગુણ છે તેમ સંગીત વિદ્યામાં પણ સામર્થ્ય છે. વનસ્પતિના સપ્રમાણ સેવનથી માત્ર રોગજ મટે છે, જ્યારે સંગીતના નિયમિત સેવનથી રોગ અને મનોવ્યાધિ બન્ને મટે છે; અને તેની સ્હાયતાથી શક્તિવાળાં સર્વ કામો ઉત્તમ બને છે. કુંભકને વધારવા સારૂ પ્રાણાયામના કઠણ પ્રયોગ કરતાં સંગીત કળા સર્વને માટે વધારે ઉત્તમ અને સુલભ સાધન છે તેના નિયમિત અને ભાવ પૂર્વક અભ્યાસથી રક્તાભિસરણ વેગથી ચાલી વિવિધ પ્રકારના મળને નાક, આંખ, કાન વિગેરે મળવિસર્જન ઇંદ્રિયોનાં દ્વારો સુધી લઇ જાય છે. રોગીને રોગથી મુક્ત થવા સારૂ ઔષધ લેવું પડે છે, પરંતુ ગાયનના નિયમિત અભ્યાસીના શરીરમાં રોગ પ્રવેશજ કરી શકતો નથી. કારણ કે ઔષધોપચારથી માત્ર રોગનુંજ નિવારણ થાય છે. પરંતુ સંગીતોપચારથી રોગની સાથે માનસિક ઉપાધીનો પણ નાશ થાય છે. સંગીત બાળક, અબળા અને વૃદ્ધ સર્વને ઉત્સાહ અને આરોગ્ય બક્ષે છે. વળી તે સ્ત્રીઓના આરોગ્ય માટે પણ ખાસ ઉપયોગી છે.

એ પ્રમાણે "સંગીત" મનુષ્યોને પવિત્ર અને સૂક્ષ્મ, હૃદયોન્નતિ બક્ષનાર અને આ વિશ્વમાં સર્વ પ્રકારનાં માનસિક દુઃખોમાં દિલાસા રૂપ છે. એક મહાન ફિલસુફ અને એક કેવળ જંગલી મનુષ્ય બન્નેને સરખો આનંદ આપનારી એ એક મહાન મંજુલ અને મનોહારિણી શક્તિ છે.

હાલમાં સંગીતનો પ્રચાર મોટે ભાગે માત્ર પેટ ભરવાના સાધન માટેજ થતો જોવામાં આવે છે, તેથી તેનું અલૌકિક મહાત્મ સમજી શકાતું નથી. વળી તે વિષય હાલમાં લંપટ સ્ત્રીપુરૂષોના મોજ શોખમાં વિશેષ પ્રસરેલું જોવામાં આવે છે, તેથીજ તેને નીતિ ભંગ કરનાર અને દુર્વ્યસન તથા દુર્ગુણોત્તેજક માની લેવું એ અતિ ભૂલ ભરેલું છે. તેનો સકારણ અને સપ્રમાણ સદુપયોગ સુરક્ષક અને દુઃખવિનાશક નીવડે છે. ભોગી તથા યોગીઓમાં સમાનતા આણે છે. દેહ, મન અને દેશને શાંતિ અને સત્યાનંદનો સાક્ષાત્કાર કરાવે છે. "સંગીત" ધર્મવિનાશક નથી પરંતુ તેનું સર્વ પ્રકારે પોષણ કરનાર છે. શારીરિક તથા માનસિક ધર્મનું રક્ષણ કરનાર તેના જેવી બીજી એકે કળા નથી. વ્યવહારિક અને પરમાર્થિક બન્ને માર્ગમાં, સ્થુલમાંથી સુક્ષ્મમાં, ઇહમાંથી પરમાં અને અજ્ઞાનમાંથી જ્ઞાનમાં જવાને ગૂઢ વિદ્યામાં તથા બ્રહ્મવિદ્યા સમજાવવામાં "સંગીત" શાસ્ત્રનીજ સહાયતા જોવામાં આવે છે. એવો એકે ધર્મ નથી કે જે સંગીતની સહાયતા વગર પ્રવર્ત્યો કે ટકી રહ્યો હોય. કારણકે સંગીતદ્વારાજ કોઈ પણ ધર્મ કે ઉપયોગી વિષય ઉપર સચોટ અસર કરી શકાય છે.

આપણા પ્રાચીન નાટકો, કાવ્યો અને પુરાણોમાં 'સંગીત' ની પરિપૂર્ણતા જોવામાં આવે છે, પરંતુ માધ્યમિક સમયમાં પરદેશીઓના હુમલાઓથી જાન-માલનું રક્ષણ કરવામાં "સંગીત વિદ્યા" ભુલાઇ ગઇ, અને તે પછી મહાન અકબરના સમયમાં કાંઇ પુનરૂદ્ધારને પામેલી ખરી, પણ ત્યાર પછી મોગલ સલ્તનતની સાથે ફરીને નાશ પામી. વળી હાલના વખતમાં રાજા પ્રજાની ફુરસદનો સઘળો વખત પરદેશીઓને ખટાવનારી વિદેશી રમત ગમતોમાં

ખર્ચાઇ જતાં હોવાથી સંગીત તરફનું ઉત્તેજન બંધ થયું, અને દેશની હરાઈ જતી દોલતને પરિણામે એ સ્થિતિ સામે ટકી રહેવામાં વિદેશીઓ સાથેની હરીફાઈની પ્રવૃત્તિને લઈ સંગીત તરફ લક્ષ ખેંચાતું બંધ થયું. એટલું છતાં પણ હાલમાં માત્ર શોખની ખાતર પણ કેટલાએક લોકો "સંગીત" ના તરફ વળેલા જણાય છે, અને તે વલણ હાલની નાટક કંપનીઓને આભારી છે એની ના કહી શકાય તેમ નથી. આવા સંજોગોમાં જો યોગ્ય પ્રયાસ હોય તો સંગીતનો ફરી પુનરૂદ્ધાર થાય એમાં શક નથી. વળી સંગીત હરેક શિક્ષણપદ્ધતિમાં અતિ ઉપયોગી સાધન છે, માટે મનુષ્ય માત્રને સંગીત જાણવાની ખાસ આવશ્યકતા છે.

---

## નાદબ્રહ્મ.

નાદ શબ્દમાં જે **ન** શબ્દ રહેલો છે તે પ્રાણવાયુને ઉત્પન્ન કરનાર છે, અને જે **દ** શબ્દ રહેલો છે તે અગ્નિનો ઉત્પાદક છે. માટે **પંચમહાભૂત** તત્વોમાંના મૂળ તત્વો વાયુ અને અગ્નિના સંયોગથી **નદ** ધાતુ ઉપરથી **નાદ** શબ્દ થયો. નાદનાં **અખંડિત** અને ખંડિત એવા બે પ્રકાર છે. અખંડિત અવાજ સૂક્ષ્મ છે, અને તે બ્રહ્માંડમાં અને શરીરમાં નિરંતર થયાજ કરે છે. આપણાથી તે સાંભળી શકાતો નથી, પરંતુ તેનો અનુભવ એકાંતમાં યોગાભ્યાસ કરનારા મહાત્મા પુરૂષો સમાધિ દશામાં કરી શકે છે. એનો શબ્દ રૂપે નાદ થતો નથી, પરતુ તેનું ચિન્હ ૐ રાખવામાં આવેલ છે. નાદ સર્વવ્યાપી છે, તે આપણે રેડીઓથી જાણી શકયા છીએ. અમેરીકામાં થતી વાત કે અવાજ રેડીઓ વતી અહિં બેઠાં આપણે સાંભળીએ છીએ, તેથી તે આખા બ્રહ્માંડમાં વ્યાપ્ત છે, અને અખંડ છે.

ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળથી અર્થાત ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણે ગુણોથી પર એવું જે કાંઇ છે તે ૐકારજ છે. આત્મા બ્રહ્મ છે, અને ૐકાર પણ બ્રહ્મ છે. બ્રહ્મ વાચ્ય છે અને ૐકાર વાચક છે, પ્રાણીનો વ્યવહાર શબ્દોની સાથે રહેલો છે, અને શબ્દ માત્રથી ધ્વની કે નાદ પ્રગટ થાય છે. તેથી નાદનું અધિષ્ઠાન ૐકાર છે.

આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ અને જળમાંથી પૃથ્વી, એ રીતે પંચ મહાભૂતોની ઉત્પત્તિ છે. શબ્દ એ આકાશનો ગુણ છે, માટે સર્વ આકાશની અંદર આવી જતા આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીમાં નાદ રહેલો છે, અને તેથી તેના વગર એક અણું માત્ર પણ ખાલી નથી. એ રીતે એ પંચભૂતની બનેલી સકળ સૃષ્ટિમાં શબ્દ અથવા નાદ બીજ રૂપે રહેલ છે. એવો નાદ, જેમાંથી ધ્વની, અવાજ, શબ્દ વિગેરે અનાહત (અખંડિત) અને આહત–ખંડિત એવા નાદનાં જે રૂપો ઉત્પન્ન થતાં તે નાદ ચેતન રૂપ એટલે બ્રહ્મરૂપ છે, તેથી તેને **નાદબ્રહ્મ** કહે છે. એવા નાદબ્રહ્મમાં રહેલા અનાહત–અખંડિત નાદ ૐકારની નિરંતર ઉપાસના કરવાથી શરીરની અંદર રહેલા વાયુ અને અગ્નિની શક્તિથી વહેતા લોહીના પ્રવાહની સાથે આ મનોરંજક નાદ શક્તિથી બ્રહ્મરન્દ્ર વિકાસ પામે છે તેથી તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતાં મોક્ષ પ્રાપ્તિ થાય છે. આહતનાદ સંબંધી જ્ઞાન સંગીતના વિષય સાથે આપેલ છે. જુઓ પાનું ૩ જું.

આપણા જેવા સ્થુલ વૃતિના સામાન્ય મનુષ્યો આહત–ખંડિત નાદના, દીર્ઘ ધ્વની, અવાજ કે શબ્દની ઉપાસનાથી એટલેકે સંગીતની યથાર્થ ઉપાસનાથી પોતાનો ધ્વની અનાહત–અખંડિત ૐકાર

નાદમાં મેળવી તેની મનોરંજકતાનો અનુભવ કરે છે, અને તે વડે નાદબ્રહ્મનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવે છે. એથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ માટે સંગીત સાધન રૂપ છે. સઘળી ઇંદ્રિયોનો રાજા મન છે, મનનો લય પ્રાણનો પ્રવર્તક છે એથી મનનો લય નાદમાં થાય છે, તેથી સઘળી મનોવૃત્તિઓના ઉપર અંકુશ રાખવા માટે સંગીતની ઉપાસનાનો માર્ગ ઘણો સહેલો છે. સંગીતથી મનનો લય જલદી થઇ શકે છે તેથી જપ, તપ, ધ્યાન વિગેરે કરતાં સંગીત શ્રેષ્ટ છે. તે દુઃખ, પરિતાપ, શોક, ચિતની શુન્યતા તથા ખેદનો નાશ કરે છે. ત્યારે:-

ॐकारं विंदु संयुक्तं नित्यं ध्यायंति योगिनः
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः

ભાવાર્થ:-બિંદુ સહિત જે ૐકારનું યોગી પુરૂષો ધ્યાન ધરે છે, એવા કામ અને મોક્ષ આપનાર ૐકાર રૂપ પરમાત્માને હું વારંવાર નમસ્કાર કરૂં છું. અસ્તુ.

રજપુત પરા, રાજકોટ. ગોવિંદજી હંસરાજ મહેતા.

---

# મહેતા સંગીત શિક્ષક. ભાગ ૧ લો.

## અનુક્રમણિકા.

### સંગીત શાસ્ત્રની સમજુતી.



## ગાયનોની અનુક્રમણિકા.

## મંગળાચરણ. છંદ શ્રી શાર્દુલ વિક્રીડિત.

જન્માદિણીજ અન્વયાદિથી વિભુ અર્થજ્ઞ આ વિશ્વનો,
વિસ્તાર્યાં વિધિમાટ વેદ હ્રદયે મુંઝાય જ્યાં પંડિતો;
દીસે મૃગજળ પેઠ વિનિમય જ્યાં ત્રિસૃષ્ટિ સત્યે નહિ,
માયા હીન સદા સ્વજ્યોતિ સ્વરૂપે सत्यं परं धीं महि।

‖ જ – ન્મા – દિ – બીજ અ – ન્વયા – દિ થી વિભુ – ‖
‖ સા – સા – રી – ગમ પ – મ પ – મ નીં ધ પ – ‖

‖ અ – ર્થ – જ્ઞ આ આ વિ – શ્વ નો – ‖ વિ – સ્તા – ર્યા – વિધિ
‖ મ – પ – ધ સાં નીં ગ – પ મ – ‖ નીં – નીં – ધ – પ પ

મા – ટ વે – દ હ્રુ દ યે ‖ મું ઉં ઝા – ય જ્યાં આં પં – ડી તો – ‖
મ – ગ ગ – રી સા રી નીં ‖ નીં સા સા – રી મ ગ સા – રી સા – ‖

॥ ॐ श्री गणेशाय नमः ॥ ॐ श्री सरस्वत्यै नमः ॥

# મહેતા સંગીત શિક્ષક.

## ભાગ ૧ લો.

### સંગીત શાસ્ત્ર.

સં એટલે સારી રીતે અને ગીત એટલે કોઇ પણ કવિતા જુદા જુદા સ્વરમાં ગાવી તે. વાજીંત્ર અને નૃત્ય જે સંગીતના મુખ્ય અંગ છે તેની સાથે ગાવું તેને **સંગીત** કહે છે.

**સંગીત**માં સૌથી ઉપયોગી વિષય **ગીત** છે. સંગીતશાસ્ત્રમાં બે મુખ્ય વિષય સમાયેલા છે. ૧ **સંગીતકળા** અને **સંગીત વિદ્યા.**

૧. **સંગીતકળાઃ**–સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે ગાવુ, બજાવવુ અને નૃત્ય કરવું તેને **સંગીતકળા** કહેવાય છે.

૨. **સંગીતવિદ્યાઃ**–સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે હરકોઇ ગાયન ગાવા બજાવવા જેવું કરી આપવું કે જેનાથી ગાઇ બજાવી શકાય તેને **સંગીતવિદ્યા** કહેવાય છે.

સંગીતકળા અને સંગીતવિદ્યાના તાલ, સ્વર વિગેરેના ઉપયોગ સમજાવનારા નિયમોના સંગ્રહને **સંગીતશાસ્ત્ર** કહે છે.

## ૧. સ્વર જ્ઞાન.

સંગીતવિદ્યામાં ગાવાને માટે જે નિયમો એકઠા કરવામાં આવેલા છે તેનું બંધારણ નાદ ઉપર ઘડવામાં આવેલ છે. નાદ શબ્દમાં જે ન અક્ષર રહેલો છે તેનો અર્થ પ્રાણ એટલે વાયુ અને જે દ અક્ષર રહેલો છે તેનો અર્થ અગ્નિ એટલે ઉષ્ણતા, તે બન્નેના સંયોગથી જે સંભળાય છે તેને નાદ કહે છે નાદ બે પ્રકરના છે ૧. અનાહતનાદ અને ૨. આહતનાદ.

૧. અનાહતનાદ. જે નાદ ખંડિત થયા વગર નિરંતર થયાં કરે છે પરંતુ જે સામાન્ય માણસોથી સાંભળી શકાતો નથી તેને **અનાહતનાદ** કહે છે. આ અનાહતનાદમાં મનોરંજકતાનો ગુણ રહેલો છે પરંતુ તેનો અવાજ સુક્ષ્મ છે. તે સાંભળીશકવાને માટે ગંભીર શાંત સ્થાન અને ચિત્તની એકાગ્રતાની જરૂર છે. તેથી તેનો અનુભવ યોગાભ્યાસ કરનાર યોગી મહાત્માઓ સમાધી દશામાજ કરી શકે છે. એવા અનેક પ્રકારના અખડિત ગુપ્ત નાદ બ્રહ્માંડમાં તેમજ શરીરમાં નિરંતર થયાજ કરે છે. આહત અને અનાહતનાદનાં સાભળી શકાય તેવાં મૂળ રૂપને **નાદબ્રહ્મ** કહે છે, કારણ કે તે ચેતન રૂપ છે. તેનું ચિન્હ ધ્વનીરૂપે ૐ અર્થાત ઓમ્ રાખવામાં આવેલ છે સદ્ગુરૂએ બતાવેલા માર્ગ પ્રમાણે આ નાદની ઉપાસના કરવાથી શરીરની અંદર રહેલા વાયુ અને અગ્નિની શક્તિથી વહેતા લોહીના પ્રવાહની સાથે આ મનોરંજક નાદશક્તિથી બ્રહ્મરન્ધ્ર વિકાસ પામે છે તેથી તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતા મોક્ષ મળે છે. સ્થૂલવૃત્તિવાળા મનુષ્યના મનને આ અનાહત નાદ આનંદ આપી શકતો નથી.

૨. આહતનાદ એટલે જે વસ્તુના આઘાતથી થતો નાદ જે ખંડિત થાય છે. જે નાદ આપણા કે અન્ય પ્રાણીઓના સ્થૂલ શરીરમાંથી અથવા પદાર્થોના આઘાતથી ઉત્પન્ન થતાં સાંભળી શકાય છે તેવા સ્થૂલ નાદને **આહતનાદ** કહે છે. એ નાદ પામર મનુષ્યના મનને ખુશ કરી શકે છે. આહતનાદના **ધ્વનિ, અવાજ** અને **શબ્દ** એવા ત્રણ વર્ગ પાડવામાં આવેલા છે. જડ પદાર્થો કે વનસ્પતીના આઘાતથી જે નાદ સંભળાય છે તેને ધ્વનિ કહે છે, કારણકે તેવા નાદનો કાંઇ અર્થ થઇ શકતો નથી, પરંતુ તેને સાંભળીને તે શાનો અથવા શું અવાજ થયો તે જાણી શકાય છે. તેથી તેને **ધ્વન્યાત્મક** નાદ કહી શકાય છે. પ્રાણીઓના નાદને **અવાજ** કહે છે. તેને પણ ધ્વન્યાત્મક નાદની ગણનામાં લેવાગાં આવેલ છે. મનુષ્યથી બોલાની કોઇ પણ ભાષાના અક્ષરને બોલીને જે નાદ ઉત્પન્ન કરી શકાય છે તેને **શબ્દ** કહે છે. શબ્દ વર્ણ અર્થાત અક્ષરથી જાણી શકાય છે. તેને વર્ણાત્મક નાદ કહે છે. કારણકે તેવાં વર્ણથી ઉત્પન્ન થતા નાદનો અર્થ થઇ શકે છે. આહતનાદમાં મધુર અને અમધુર એવા બે પ્રકારના નાદ છે. વીજળીના કડાકા, મેઘગર્જના, તોપના ધડાકા વિગેરે ધ્વની અને ગધેવ, ભેંસ, કાગડા, બગલા વિગેરેના અવાજો કાનને અપ્રિય અર્થાત **અમધુર** લાગે છે. અને ઘંટ, વાજાં, ઝાલર, મૃદંગ, વિગેરેના ધ્વનિ, કોયલ, મેનાં, મયૂર, વિગેરેના અવાજ કાનને ઘણાજ **મધુર** લાગે છે. એ પ્રમાણે **આહતનાદનાં** ધ્વનિ અને અવાજ એવા બે રૂપોમાંનાં મધુર નાદો આપણા મનને રંજન કરી શકે છે તેમના સૂક્ષ્મ સ્વરૂપને

શ્રુતિ ( એટલે સૂક્ષ્મ સ્વર ) અને સ્થૂલ સ્વરૂપને સ્વર કે સૂર કહે છે. સાધારણ ગાવા બજાવવામાં સ્થૂલ સ્વરો વપરાય છે અને ખાસ રાગ રાગણીઓનાં ખરાં સ્વરૂપથી ગાવા બનાવવામાં શ્રુતિઓ વપરાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પ્રાણીઓના મધુર અવાજો અને જડ પદાર્થોના આઘાતથી થતા મધુર ધ્વનિઓ સાંભળનારના મન ઉપર અસર કરે છે અને તેમાં આનંદ, શાન્તિ અથવા કોમળતાની લાગણી ઉત્પન્ન કરે છે. તે સઘળા અવાજો અને ધ્વનિઓનું પ્રથક્કરણ કરી સંગીતાચાર્યોએ શોધી કાઢયું છે કે તે સઘળા અવાજો અને ધ્વનિઓનો માત્ર સાત પ્રકારના નાદમાં સમાવેશ થઈ જાય છે. તે સાત નાદોને સંગીત-શાસ્ત્રમાં સ્વર કે સૂર કહે છે. એ સાત સ્વરોનાં નામ **ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, અને નિષાદ** છે. મનુષ્યના કંઠ સિવાય બીજા પ્રાણીઓના અવાજ સાથે સરખાવતાં ષડ્જ મોરના અવાજ જેવો, ઋષભ ગાયના અવાજ જેવો, ગાંધાર બકરાના અથવા પાડાના અવાજ જેવો, મધ્યમ ક્રૌંચ પક્ષીના અવાજ જેવો, પંચમ કોયલના અવાજ જેવો, ધૈવત ઘોડાના અવાજ જેવો અને નિષાદ હાથીના અવાજ જેવો છે. એ સ્વરોના ઉચ્ચાર સ્થાનઃ-ષડ્જ સ્વરને બોલતાં નાક, કંઠ, તાળવું, છાતી, જીભ અને દંત એ છ સ્થાનની જરૂર પડે છે તેથી તેને ષડ્જ નામ આપ્યું છે. ઋષભ સ્વર, વાયુ, નાભી કંઠ અને મસ્તકની મદદ વડે ઉત્પન્ન કરી શકાય છે અને તે વૃષભની માફક અવાજ કરે છે તેથી તેને **ઋષભ** કહે છે. ગાંધર બોલતાં નાભી, કંઠ મસ્તક વિગેરે સ્થાનેથી વાયુ નાદ રૂપે ગંધર્વ સુખ તેથી તેને ગાંધાર કહે છે. મધ્યમ સ્વર, વાયુ,

નાભી અને હૃદય એટલે મધ્ય સ્થાનેથી ઉત્પન્ન થાય છે તેથી તેને ધૈવત કહે છે. નિષાદ સ્વર બોલતાં વાયુ, નાભિ, કંઠ, તાળુ, મસ્તક વિગેરે સ્થાનેથી ઉત્પન્ન થવાથી તેને નિષાદ સ્વર કહે છે. એ સાતે સ્વરનો અવાજ ઉત્પન્ન કરવા માટે અનુક્રમે **સા, રી, ગ, મ, પ, ધ,** અને **ની** એવી ટુંકી સંજ્ઞાઓ મુકરર કરવામાં અવી છે. એ સાતે સ્વરો ષડજથી માંડીને નિષાદ સુધી અનુક્રમે એક બીજાથી ચઢીઆતા છે, એટલે સીડીનાં પગથીઆં ચઢવામાં આવે તેની માફક **સા** થી **રી, રી** થી **ગ** એમ **ની** અને તે ઉપરના **સા** સુધી સ્વરને ઉંચાં સ્થાનોમાં ચઢાવાય છે, અને ત્યાંથી પગથીઆં ઉતરવામાં આવે તેમ ઉપરના **સા** થી **ની, ની** થી **ધ** એ પ્રમાણે ઉતારાય છે. તે ચઢવા ઉતરવાની ક્રિયાને **આરોહણ, અવરોહણ** કરવું કહે છે.

## ૨. શ્રુતિ જ્ઞાન.

ઉપર જણાવેલ નાદના સ્થૂલ સ્વરૂપોને ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ કહે છે એ ઉપર જણાવવામાં આવ્યું, તે સ્વરોનાં શુદ્ધ સ્વરૂપો છે. તે સાતે સ્વરોની વચ્ચમાં તેજ સ્વરોનાં કોમળ, તીવ્ર એવાં ઉચાં નીચા બીજા સ્વરૂપો થાય છે. કોયલનો સ્વર સાંભળ્યા પછી મયુરનો સ્વર સાંભળતાં તેમાં અવાજના ફેરફારનું જેમ અનુમાન થય છે તેમ એ સાત સ્વરોના મુળ સ્વરૂપના અવાજના ફેરફારનાં અનુમાનને **શ્રુતિ** કહે છે. એ પ્રમાણે એ સાતે શુદ્ધ સ્વરૂપો અને તેનાં કોમળ તીવ્ર સ્વરૂપો મળી કુલ ૨૨ શ્રુતિઓ થાય છે. ષડ્જમાં એટલે **સા** સ્વરની ચાર શ્રુતિઓ થાય છે, તેમની ત્રીજી અને ચોથી શ્રુતિએ ઋષભ

એટલે રી સ્વરનું મિશ્રણ થાય છે. ઋષભની ત્રણ શ્રુતિઓ થાય છે, તેમાં ત્રીજી શ્રુતિએ ગાંધારનું એટલે ગ સ્વરનું મિશ્રણ થાય છે ગાંધારની બે શ્રુતિ છે, તેમાં બીજી શ્રુતિએ કોમળ અથવા શુદ્ધ મધ્યમનું એટલે મ સ્વરનું મિશ્રણ થાય છે. મધ્યમની ચાર શ્રુતિઓ થાય છે, તેમાં બીજી શ્રુતિએ તીવ્ર મધ્યમનું અને ચોથી શ્રુતિએ પંચમનું એટલે પ સ્વરનું મિશ્રણ થાય છે. પંચમની પણ ચાર શ્રુતિ છે, તેમાં ચોથી શ્રુતિએ ધૈવત એટલે ધ સ્વરનું મિશ્રણ થાય છે. ધૈવતની ત્રણ શ્રુતિ છે. તેમાં ત્રીજી શ્રુતિએ નિષાદ એટલે ની સ્વરનું મિશ્રણ થાય છે નિષાદની બે શ્રુતિ છે, તેમાં બીજી શ્રુતિએ ટીપ સપ્તકના સા નું મિશ્રણ થાય છે. એ પ્રમાણે કુલ બાવીસ શ્રુતિઓ છે. આ શ્રુતિઓના જાતિ વિગેરે બીજા પણ ભેદ છે, પરંતુ આ પુસ્તકમાં તેવા લંબાણપૂર્વક જ્ઞાનની આવશ્યકતા નથી.

સામાન્ય ગાનાર તથા બજાવનાર દ્વાદશ શ્રુતિઓનોજ ઉપયોગ કરે છે. હારમોનિયમ, પીઆનો, ઓર્ગન, વિગેરે અંગ્રેજી પદ્ધતિનાં વાજીંત્રોમાં એ દ્વાદશ સ્વરથી વધારે શ્રુતિઓ કાઢી શકાતી નથી, તે દ્વાદશ શ્રુતિઓ નીચે પ્રમાણે છેઃ—

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| સા | રી | રી | ગ | ગ | મ | મૅ | પ | ધ | ધ | ની | ની |

(સંસ્કૃત સ્વરોને કોમળ સમજવાના છે અને મૅ ને તીવ્ર સમજવો અને સાદા ગુજરાતી અક્ષરો શુદ્ધ સમજવા)

બાવીસ શ્રુતીનો ઉપયોગ સારંગી, દીલરૂબા વિગેરે તતુ વાદ્યોમાં કાઢી શકાય છે અને ગાયનાચાર્યો અને ઉસ્તાદો તેને સારી રીતે ગાઈ બજાવી શકે છે.

તે બાવીસ શ્રુતીઓ નીચે પ્રમાણે છે.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| સા | રીઁ | રી | રી | ગઁ | ग | ગ | म | મ | મઁ | पॅ | प |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | | |
| પ | धॅ | ध | ધ | नीँ | नी | ની | सॉ | सा | सां. | | |

(સંસ્કૃત સ્વરની ઉપર ˘ આવું ચિન્હ છે તે અતિ કોમળ, મઁ તીવ્ર અને ગુજરાતી વર્ણને શુદ્ધ અને ચિન્હ બગરના બાળબોધ વર્ણને કોમળ સ્વર ગણવા).

### ૩. સ્વરસપ્તક.

સ્વરજ્ઞાનમાં જણાવેલા સાત સ્વરો ઉપરાંત વધારે શુદ્ધ સ્વરો થઇ શકતા નથી. એટલે જો સ્વરની સીડીને આઠમે પગથીએ જઇએ એટલે કે ની ઉપરાંતના શુદ્ધ સ્વરૂપમાં અવાજને ચઢાવીએ તો પ્રથમ આવતો ષડજ એટલે સા સ્વર પોતેજ એને એ સ્થાનમાં બમણો ઉંચો જણાય છે અને મુળ સ્થાનેથી નીચેના આઠમે પગથીએ નીચેના શુદ્ધ સ્વરમાં ગળુ ઉતારીએ તો પ્રથમનો સા પોતેજ પોતાના સ્થાનમાં નીચો જણાશે. તેથી સા, રી, ગ, મ, પ, ધ, ની, એ સાત સ્વરો ઉપરાંત શુદ્ધ સ્વરૂપે આઠમું પગથીઉં નથી. તેથી તે સાત સ્વરનો અવિભક્ત મજુક હોવાથી તેને

સ્વરસપ્તક કહે છે. એ સ્વરો પોતાના સ્થાનમાંજ રહી ઉંચા નીચા બોલાતા હોવાથી સંગીતશાસ્ત્રમાં તેનાં ઓછામાં ઓછાં ત્રણ સપ્તક કર્યાં છે. તે મુળ ત્રણ સપ્તકના એકવીસ સ્વર આપણે માટે પુરતા છે. કારણકે એથી વધારે ઉંચે કે નીચે સ્વરે બોલવાની શક્તિ મનુષ્ય પ્રાણીના કંઠમાં નથી. એ ત્રણ સપ્તકનાં નામ ૧. મન્દ્રસપ્તક, મધ્યમસપ્તક, અને તારસપ્તક, રાખવામાં આવેલ છે.

મંન્દ્રસપ્તકના સ્વરો મધ્યમસપ્તકના સ્વરો કરતાં પોતાનાજ સ્થાનમાં નીચા બોલાય છે. તાર સપ્તકના સ્વરો મધ્યમ સપ્તકના સ્વરો કરતાં પોતાનાજ સ્થાનમાં ઉંચા બોલાય છે. એટલે મંન્દ્રસપ્તકના સ્વર કરતાં તાર સપ્તકના સ્વરો બમણા ઉંચા હોય છે.

કોઇના કાનમાં ધીમેથી બોલતાં જે અવાજ નીકળે છે અથવા જે સ્વરોને બોલતાં છાતીને મહેનત પડે છે તેવા સ્વરોના સપ્તકને મંન્દ્રસપ્તક કહે છે. સાધારણ વાતચીતમાં કે રોજ બોલવામાં તેમજ સાદા અવાજમાં કવિતા બોલવામાં જે સ્વરો નીકળે છે તે સ્વરોના સપ્તકને મધ્યમસપ્તક કહે છે અને દૂરથી કોઇને ઘાટો કાઢીને બોલાવવામાં અથવા તાળુસ્થાનમાંથી ઉચ્ચરવામાં જે સ્વરો નીકળે છે તેવા સ્વરના સપ્તકને તાર કે ટીપસપ્તક કહે છે.

જ્યારે સ્વરો પોતાનાજ સ્થાનમાં સ્થીર રહી ઉંચા બોલાય છે ત્યારે તેને ઉદાત્ત સ્વરો કહે છે, અને તે ઉંચા બોલાતા સાતે સ્વરોના સમૂહને ઉદાત્ત અથવા તારસપ્તક કહે છે.

જ્યારે સ્વરો પોતાના સ્થાનમાં અચળ રહી નીચા બોલે છે ત્યારે તે નીચા સ્થાનમાં બોલાતા સાતે સ્વરો અનુદાત કહેવાય છે અને તેના તેવા સ્વર સમુહને **અનુદાત્ત** અથવા **મન્દ્રસપ્તક** કહે છે. અને જો તેજ સ્વરો જ્યારે પોતાનાજ સ્થાનમા રહીને સમવૃત્તિમાં એટલે કુદરતી મૂળ અવાજમાંજ બોલાય છે ત્યારે તેને **સ્વરિત** કહેવામાં આવે છે અને તે મુળ સ્વર સમુહને **સ્વરિતસપ્તક** અથવા **મધ્યમસપ્તક** કહે છે.

આ પુસ્તકની **સંગીતલેખન** પદ્ધત્તિમાં એ ત્રણે સપ્તકનાં અનુક્રમે **ખરજ, મધ્યમ** અને **ટીપ** એ નામ રાખવામાં આવેલ છે.

ઉદાહરણ:—

| મન્દ્રસપ્તક. | મધ્યમસપ્તક. | તાર કે ટીપ સપ્તક. |
|---|---|---|
| સા̣ રી̣ ગ̣ મ̣ પ̣ ધ̣ ની̣ | સા રી ગ મ પ ધ ની | સાં રીં ગં મં પં ધં નીં |

| અનુમન્દ્રસપ્તક. | તારતર. |
|---|---|
| સા̤ રી̤ ગ̤ મ̤ પ̤ ધ̤ ની̤ સા̤ | સા̈ રી̈ ગ̈ મ̈ પ̈ ધ̈ ની̈ સા̈ |

ઉપરના સપ્તકોમાં જણાવેલ સાત સ્વરો જ્યાં સુધી પોતાના અસલ સ્વરૂપમાં રહે છે ત્યાં સુધી તેમને **શુદ્ધ** સ્વરો કહે છે. એ શુદ્ધ સ્વરોમાંના કેટલાક સ્વરો વિકાર પામીને કોમળ અને તીવ્ર એવા પેટા સ્વરો બને છે. મુખ્ય સ્વરો તો સાતજ છે પણ તેમાંથી કેટલાક પોતાના અસલ સ્વરૂપથી ઉતરતા સ્વરૂપમાં જઇ **કોમળ સ્વર** બને છે અને મધ્યમ સ્વર પોતાના અસલ સ્વરૂપથી ચઢીઆતા

સ્વરૂપમાં જઇ **તીવ્ર સ્વર** બને છે. અવિકૃત **સા, રી, ગ, મ, પ, ધ, ની** અને વિકૃત **રી, ગ, મ, ધ, ની** મળી કુલ સ્વર બાર થાય છે. **રી, ગ, ધ, ની, કોમળ** થાય છે, **મ તીવ્ર** થાય છે, અને **સા** અને **પ** અચળ એટલે અવિકારી રહે છે. એ પ્રમાણે એક સપ્તકમાં શુદ્ધ, કોમળ અને તિવ્ર મળી કુલ ૧૨ સ્વર રહેલા છે એટલે ત્રણ સપ્તકના મળી કુલ ૩૬ સ્વર થાય છે.

આ ત્રણ સપ્તક ઉપરાંત વધારે સપ્તકની ગણત્રી કરતાં **મન્દ્રસપ્તકથી** ઉતરતું સપ્તક રાખવામાં આવેલ છે તેને **અનુમન્દ્ર સપ્તક** કહે છે અને તેથી પણ ઉતરતા સપ્તકને **અત્યનુમન્દ્ર સપ્તક** કહે છે. તાર અથવા ટીપ સપ્તકથી ચઢીઆતા સપ્તકને **તારતર** અને તેથી પણ ચઢીઆતા સપ્તકને **તારતમ** સપ્તક કહે છે.

ગાનારના ગળાને અનુકુળ એવા કોઇ સ્વરને કલ્પિત ષડ્જ સ્વર સ્થાપી ગાવામાં આવે તો તે સ્વરથી સપ્તકની ગણત્રી થઇ શકે છે. એ ઉપરથી ધારો કે કોઇ ગાનાર પોતાના ગળાને માફક આવતા સપ્તકને અનુકુળ પડે તેટલા માટે મુળ ષડ્જ મુકીને મધ્યમ સપ્તકના પંચમ સ્વરને ષડ્જ કલ્પે તો તે ગાનારને મન્દ્રસપ્તકના પંચમ પહેલાના સઘળા સ્વરો **અનુમન્દ્ર સપ્તકના** સ્વરો થઈ જાય છે. તેમજ જો મન્દ્રસપ્તકના મધ્યમને કલ્પિત ષડ્જ સ્થાપે તો તાર સપ્તકનાં ગાંધાર પછીના સઘળા સ્વરો **તારતર** સપ્તકના સ્વરો બની જાય છે. સંગીત વિદ્યામાં એવાં સપ્તક સાત છે પરંતુ આ પુસ્તકની અંદર સંગીત લેખન પદ્ધતિમાં સાતે સપ્તક ન લેતાં અનુમન્દ્ર, મન્દ્ર, મધ્યમ. તાર, અને તારતર એ પાંચ સપ્તકને ઓળખવાની નીશાની આપી છે.

## ૪. ગ્રામ.

જેમ કેટલાંક માણસો અમુક માણસના આધિપત્ય નીચે રહે છે તેને કુટુંબ કહે છે તેમજ સંગીતવિદ્યામાં અમુક સ્વરના આધિપત્ય નીચે રહેતા સ્વરોના એકીકરણને "ગ્રામ" કહે છે. એવા પ્રચલિત ત્રણ ગ્રામ છે **પડ્જગ્રામ, મધ્યમગ્રામ** અને **ગાંધાર ગ્રામ.**

**૧. પડ્જગ્રામઃ**—નાસિકા, કંઠ, હૃદય, તાળુ જીવ્હા અને દાંતને સ્પર્શ કરી છ સ્થાનમાંથી ઉત્પન્ન થતા ષડ્જ સ્વરના આધિપત્ય નીચે રહેલા સ્વરોના સમુહને **પડ્જગ્રામ** કહે છે. આ ષડ્જ ગ્રામનો દરેક સૂર ઘણોજ સરળ અને આનંદ આપનારો છે. સર્વે શીખેલા તેમજ વગર શીખેલા જેઓ ગાય છે તેઓ આ ષડ્જ ગ્રામના સ્વરોથીજ ગાય છે.

મનુષ્યના કંઠમાંથી સ્વાભાવિક રીતે નીકળતા સામાન્ય સ્વરને ષડ્જ કલ્પવામાં આવ્યો છે. હવે કુદરતી રીતે સર્વે માણસના કંઠમાંથી સામાન્ય સ્વભાવિક સ્વર નીકળતો નથી, તેથી સર્વ માણસને અમુક કાલ્પનિક ષડ્જથી ગાવાનું અનુકુળ થઇ શકતું નથી, તેથી ગાનાર પોતાને અનુકુળ કોઇ **અન્ય** સ્વરથીજ ગાવાનો પ્રારંભ કરે છે. ખાસ કરીને હારમોન્યમ ઉપર શીખનાર જ્યારે પહેલી કળથી સા રી ગ મ ગાવાનું શરૂ કરે છે ત્યારે કેટલીક વાર આપણે જોઇ શકીશું કે તેજ સપ્તકના છેવટના સ્વર સુધી તેનું ગળું ખેંચી શકાતું નથી, તેથી તે પોતાને અનુકુળ પડે તેવો સ્વર પસંદ કરી ત્યાંથી સા રી ગ મ વિગેરે સ્વરોની યોજના કરી તેમાં ગાવાનું શરૂ કરે છે.

**૨. મધ્યમગ્રામ**:—ત્યાર પછીના **મધ્યમગ્રામ અને ગાંધારગ્રામ**ના સંબંધમાં કેટલાક અજ્ઞાનતાને લીધે એમ સમજે છે કે જ્યારે ગાવામાં કાલ્પનિક ષડ્જ અનુકુળ પડતો નથી ત્યારે **મધ્યમ**ને પોતાના કંઠને અનુકુળ માની તેને ષડ્જ સ્થાપી અનુક્રમે ઋષભ, ગાંધાર આદિ સ્વરોની યોજના કરી તેમાં ગાવાનું શરૂ કરે છે અને તેને મધ્યમ ગ્રામ કહે છે. એ પ્રમાણે મુકરર કરેલો ષડ્જ ગાવામાં અનુકુળ ન પડે તો **મધ્યમ** અગર ગાંધારને ષડ્જ માનવાનો એક નિયમ છે, અને તેથી **ષડ્જ, મધ્યમ**, અને **ગાંધાર**થી તેવી અનુકુળ ષડ્જની યોજનાથી તેમાં આવતા સ્વરોના સમુહને **ષડ્જ, મધ્યમ અને ગાંધારગ્રામ** કહે છે. વળી કેટલાક તો ભુલથી મંદ્રસપ્તક મધ્યમસપ્તક અને તારસપ્તકને જુદા જુદા ગ્રામ ગણે છે, પણ ખરી વસ્તુસ્થિતિ તેમ નથી.

મધ્યમગ્રામના સ્વરો ષડ્જ ગ્રામના સ્વરોની માફક સ્હેલાઈથી શીખી શકાતા નથી, પરંતુ ખાસ અભ્યાસથીજ તે શીખી શકાય તેમ છે. તેથી આ ગ્રામના સ્વરોથી ગાનારા ગુણીજનો અને ઉસ્તાદોજ ગાઇ શકે છે, પરંતુ તેઓનાથી પણ એ મધ્યમ ગ્રામના સૂર જાણી શકતા નથી. આવા ગ્રામમાં ગાવા બજાવવાનું કામ ઉંચુ જ્ઞાન ધરાવનારા આચાર્યો તથા ગુરૂઓ પાસેથી કઠીન પ્રયાસને અંતે મેળવી શકાય. આ **મધ્યમગ્રામના** સ્વરોમાં ગાનારા ઉત્તમકોટીના માણસો ગણાય છે.

**૩. ગાંધારગ્રામ**—આ ગ્રામ શીખવામાં **મધ્યમગ્રામથી** પણ વિશેષ કઠણ ગણાય છે. ઉત્તમકોટીના ગાયકો પણ તેમાં ગાઇ

શકતા નથી. માત્ર સંગીત વિદ્યામાં પૂર્ણ વિદ્વાન માણસોજ તે સંપાદન કરી શકે છે. એ ગ્રામમાં ગાઇ શકે તેવા માણસોને દેવની કોટીમાં મુકી શકાય. એ **ગ્રામના** સ્વરોમાં ગાનારા ગાંધર્વ લોકો કહેવાય છે; કારણ કે સાધારણ માણસોમાં તેને ગાવાની શક્તિ નથી.

ઉપર બતાવેલ ત્રણેમાંના દરેક ગ્રામમાં મુખ્ય સાત સ્વરો છે. સાત શુદ્ધ સ્વરો ઉપરાંત તેના કોમળ તીવ્ર મળી તે દરેક ગ્રામમાં એકવીસ શ્રુતિના સ્વરો છે. દરેકમાં સાત શુદ્ધ સ્વરના ત્રણ સમૂહ છે, તે ત્રણે **સમૂહો** ચોખ્ખી રીતે ઓળખવા માટે પ્રચલિત વ્યવહારમાં તેમનું ત્રણ **ગ્રામમાં** બંધારણ કરવામાં આવ્યું છે. કારણ કે એકવીસ શ્રુતિઓમાંથી દરેક ત્રીજી શ્રુતિનો એક એક સ્વર બોલવાથી શુદ્ધ સાત સ્વરના ઉચ્ચાર એકી વખતે થાય છે. કોમળ સ્વરોનો સમૂહ જાણવા માટે દરેક કોમળસ્વરો વાપરવાના હોય છે, અને અતિ કોમળ સ્વરો જાણવાને માટે તે સાતે સ્વરો અતિ કોમળ અવાજથી બોલાવવાના હોય છે. એ ઉપરથી સાતે શુદ્ધ સ્વરોમાંના દરેક સ્વરના ત્રણ ત્રણ ભેદ સ્પષ્ટતાથી જાણવાની એ એક ઉત્તમ પ્રકારની ક્રિયા છે.

ઉદાહરણ.

૧. ષડ્જગ્રામ.

શુદ્ધ સ્વર—સા રી ગ મ પ ધ ની સાં.
ગ્રામ સ્વર—સા રી ગ મ પ ધ ની સાં.

૨. મધ્યમગ્રામ.

શુદ્ધ સ્વર—સા રી ગ મ પ ધ ની સાં
ગ્રામ સ્વર— સા રી ગ મ̃ પ

### ૩. ગાંધારગ્રામ.

શુદ્ધ સ્વર—સા રી ગ મ ગ પ ધ ની સાં રીં ગં
ગ્રામ સ્વર— સા રી ગ મ પ ધ ની સાં

## ૫. મૂર્છના.

સ્વરગ્રામમાં શ્રુતિઓની સુવ્યવસ્થિત ગોઠવણ કરેલી છે. એક ગ્રામમાં બાવીસ શ્રુતિઓ છે. આ પુસ્તકના અભ્યાસકોની શકિત અનુસાર બાર શ્રુતિઓ લેવામાં આવી છે. કોઇ પણ રાગ ગવાતો હોય છે ત્યારે કોઇ એક અનુકુળ સ્વર કે શ્રુતિથી સાત શુદ્ધ સ્વર કે તે સાત સ્વર સુધીમાં આવતી બાર શ્રુતિઓ ઉપર આરોહણ કરી પાછા તેને તેજ સ્વર કે શ્રુતિ સુધી અવરોહણ કરી જવું તેને મૂર્છના કહે છે. જેમકે મધ્યમ સપ્તકના શુદ્ધ ગાંધારથી શરૂ કરી તાર સપ્તકના કોમળ ગાંધાર સુધી આરોહણ કરીને ત્યાંથી પાછાવળી શરૂઆતના મધ્યમ સપ્તકના શુદ્ધ ગાંધાર સુધી ઉતરી આવતાં એક મૂર્છના થઇ.

ઉદાહરણઃ—

૧. આરોહણઃ-ગ, મ, પ, ધ, ની, સાં, રીં.
અવરોહણઃ-રીં, સાં, ની, ધ, પ, મ, ગ

૨. આરોહણઃ-ગ, મ, મૅ, પ, ધ, ધ, ની, ની, સાં, રીં, રીં, ગં
અવરોહણઃ-ગં, રીં, રીં, સાં, ની, ની, ધ, ધ, પ, મૅ, મ, ગ.

એ પ્રમાણે ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સાતે સ્વરો ઉપરથી અથવા તેની શ્રુતિઓ ઉપરથી મૂર્છના કરી શકાય છે. એ રીતે ત્રણ સપ્તકની ચોર્યાસી મૂર્છના થાય છે.

## ૬. તાન.

ગાતી બજાવતી વખતે સ્વરોને એકજ કંપની સાથે ચક્રની માફક ઝડપથી લેવામાં જે ક્રિયા કરવામાં આવે છે તેને તાન કહે છે. આવી તાન ગાયનના રાગમાં ઉત્તમ મીઠાશ ઉત્પન્ન કરે છે. એવી તાન સાત પ્રકારની છે. સપ્તકમાં આવતા સાતે સ્વરો ઉપર નીકળતી તાનને **સંપૂર્ણતાન** કહે છે. છ સ્વરો ઉપર નીકળતી તાનને **પાડવતાન** કહે છે, પાંચ સ્વરો ઉપર નીકળતી તાનને **ઔડવતાન** કહે છે, ચાર સ્વર ઉપર નીકળતી તાનને **સ્વરાન્તર તાન** કડે છે, ત્રણ સ્વર ઉપર નીકળતી તાનને **સામિકતાન** કહે છે, બે સ્વર ઉપર નીકળતી તાનને **ગાથિકતાન** અને એક સ્વર ઉપર નીકળતી તાનને **આર્ચિકતાન** કહે છે.

૧. સંપૂર્ણતાન— આ આ આ આ આ આ આ આ<br>સા રી ગ મ પ ધ ની સાં

૨. પાડવતાન— આ આ આ આ આ આ<br>સા રી ગ મ પ ધ

૩. ઔડવતાન— આ આ આ આ આ<br>સા રી ગ મ પ

૪. સ્વરાન્તરતાન— આ આ આ આ<br>સા રી ગ મ

૫. સામિકતાન— આ આ આ<br>સા રી ગ   ૬. ગાથિકતાન— આ આ<br>સા રી

અથવા આ આ<br>રી સા અને આર્ચિકતાન— આ<br>સા અથવા આ આ<br>સા સા અથવા

આ<br>રી અથવા આ આ<br>રી રી

૧. **આર્ચિકસ્તાનમાં** માત્ર એકજ સ્વર હોવાથી એકજ સ્વર અમૂક સંખ્યામાં ગોઠવી શકાય જેમકે, સા સા, સા સા સા સા અથવા રી રી, રી રી રી રી.

૨. **ગાથિકતાનમાં** બે સ્વર હોવાથી પ્રથમ પહેલો બીજો અને પછી બીજો પહેલો એમ સ્વરો ગોઠવવાથી વધારેમાં વધારે બે તાન થાય છે, જેમકે સારી અથવા રીસા.

૩. **સામિકતાનમાં** ત્રણ સ્વર આવે છે, તેથી તેને ઉલટા સુલટા ગોઠવતાં નીચે પ્રમાણે છ પ્રકારની તાન થાય છે.

૧. સારીગ ૨. રીસાગ ૩. સાગરી ૪. ગસારી ૫. રીગસા ૬. ગરીસા.

એ પ્રમાણે સ્વરાન્તર તાનમાંથી ૨૪, ઔડવ તાનમાંથી ૧૨૦, પાડવ તાનમાંથી ૭૨૦ અને સંપૂર્ણ તાનમાંથી ૫૦૪૦ પ્રકારની તાન થાય છે.

એ ઉપરાંત નીચે પ્રમાણે પણ તાનો થઇ શકે છે.:—

૧. સારી, રીગ, ગમ, મપ, પધ, ધની, નીસા.

૨. સારીગ, રીગમ, ગમપ, મપધ, પધની, ધનીસાં.

૩. સારીગમ, રીગમપ, ગમપધ, મપધની, પધનીસાં.

આ પ્રમાણે સ્વરોને આડા અવળા ગોઠવી અનેક તાનો ઉપજાવી શકાય છે.

આવી તાનો સૌ કોઇને બહુજ ગમે છે. પરંતુ એ તાનો તાલની માત્રાની ગણત્રીના પ્રમાણમાંજ કાઢવી જોઇએ. નહિતો ગાયનની મીઠાશ ઉડી જતાં નિરરસ બને છે.

## ૭. સ્વરજાતિ.

રાગ રાગણીઓના બંધારણને માટે જૂદા જૂદા સ્વરોના મિશ્રણથી જૂદી જૂદી અસંખ્ય જાતિઓ થાય છે. એકજ જાતના સ્વરોથી કે જૂદા જૂદા સ્વરોથી જે આકૃતિ બને તેને **સ્વરજાતિ** કહે છે. સાત સ્વરોની સાત શુદ્ધ જાતિઓ બને છે. જેમકે—

સ્સા, ર્રી, ગ્ગ, મ્મ, પ્પ, ધ્ધ, ન્ની. જેમ જોડા અક્ષર ઝપ્પ વંચાય છે તેમ બળે સ્વરોમાં પ્રથમના સ્વરનો ઉચ્ચાર થતો નથી પરંતુ બોલાતા પહેલાં બીજાની સાથે મળી જાય છે. એ ઉપરથી સાતે સ્વરની નીચે પ્રમાણે સાત જાતિ છે.

**૧. ષાડ્જી, ૨. આર્ષભી, ૩. ગાંધારી, ૪. મધ્યમા, ૫. પંચમી, ૬. ધૈવતી, ૭. નૈષાદી.**

ઉદાહરણઃ-ન્સા, સ્રી, ર્ગ, ગ્મ, મ્પ, પ્ધ, ધ્ની, ન્સાં.

ધ્ન્સા, ન્સ્ર્ગ, સ્ર્ગ, ર્ગ્મ, ગ્મ્પ, મ્પ્ધ પ્ધ્ની, ધ્ન્સાં.

એ પ્રમાણે અનેક જાતિમા તેનું બંધારણ થઈ શકે છે.

## ૮. ગમક.

બળે સ્વરની ગાઠને કંપિત કરી ત્વરીતગતીથી લેવામાં આવે તેને **ગમક** કહે છે એ એક તાનનો સ્વતંત્ર પ્રકાર છે, પરંતુ તાન અને ગમકમાં ફેર છે. તાનમા ગમે તેટલા સ્વરો ગોઠવી શકાય છે. વચ્ચેથી કેટલાક સ્વરો પડતા પણ મેલી શકાય છે, અને મન્દ્ર સપ્તકના સ્વરોથી તાર સપ્તકના સ્વરો સુધી તાન કાઢી શકાય છે, પરંતુ ગમકમાં તો બબ્બે સ્વરોની જોડી લેવાય છે,

તેથી તેના કંપ બબે સ્વરોમાં બે વખત ગોઠવાએલ હોય છે, જેમકે:—

સાગસાગ, સામસામ, સાપસાપ, અથવા રીમરીમ, ગપગપ, મધમધ.

## ૯. મીંડ.

એક સ્વરથી બીજા ગમે તે સ્વર સુધી ત્વરાથી જઇ તે બે વચ્ચે આવતા સ્વરોને જરા પણ બાધ કર્યા વગર પાછા અસલ સ્વર ઉપર આવવું તે ક્રિયાને મીંડ કહે છે. જાતિમા બે અથવા ત્રણ સ્વરથી પોતાનું અંગ બતાવી શકાય છે, અને તે રાગનું એકજ અંગ બતાવી શકે છે. મીંડમાં તો ષડ્જ સ્વરથી કંપ શરૂ કરી ગાંધાર, મધ્યમ કે પંચમ સુધી જઇ વચ્ચે રહેલી શ્રુતિઓ ન સંભળાય તેવી રીતે સ્પર્શ કરી અસલ સ્વર ઉપર આવી જાય છે, અને તે વખતે પહેલા અને છેલ્લા સ્વર સિવાય બીજા સ્વરો જરા પણ બહાર પડતા સંભળાતા નથી. મીંડ જે સ્વરથી શરૂ કરવામાં આવે તેજ સ્વર ઉપર પાછુ આવવુંજ જોઇએ એમ સમજવાનું નથી. વચ્ચે અનુકુળ સ્વર ઉપર પણ પાછા વળતાં સ્થીર થઇ શકે છે.

ઉદાહરણ:—

૧. સારીગરીસા, ૨. સારીગમરીરીસા, ૩. સારીગમપમગરી સા ૪. સારીગમપમગ.

## ૧૦. અલંકાર.

સંગીતમાં વપરાતા સા, રી, ગ, મ, પ, ધ, ની, સ્વરોમાંથી બે ત્રણ ચાર કે વધારે સ્વરોના જૂદી જૂદી રીતે આરોહ અવરોહ કરવાની ક્રિયાને અલંકાર કહે છે.

ઉદાહરણ—સારી, રીગ. ગમ, મપ, પધ, ધની, નીસાં, અથવા સારીગ, રીગમ, ગમપ, મપધ, પધની, ધનીસાં, અથવા સારીગમ, રીગમપ, ગમપધ, મપધની, પધનીસાં.

આવા અલંકારો અસંખ્ય ઉત્પન્ન કરી શકાય છે. ગાવામાં કંઠની અને બજાવવામાં હાથની યોગ્ય તૈયારી કરવા માટે તેના ખાસ અભ્યાસની જરૂર છે. કારણ કે તે સિવાય તાન, મૂર્છના ગમક વિગેરે રાગના શણગારોનો ઉપયોગ કરવામાં સરળતા પડતી નથી.

## ૧૧. આલાપ.

કોઈ પણ રાગ રાગણી શરૂ કરતાં પહેલાં આરોહ અવરોહમાં તેના વાદી સંવાદી વગેરે તેજ રાગ રાગણીના અંગરૂપ સ્વરોનો વિસ્તાર કરી તેમાં આવતા સ્વરોનું મિશ્રણ કરી તેનું ચોખ્ખું સ્વરૂપ જણાવવામાં આવે તેને **આલાપ** કહે છે. જેમકે ઇમન કલ્યાણમાં સા રી ગ મેં પ ધ ની સાં એ સ્વરો આવે છે. તેનું સ્વરૂપ જણાવવા માટે ની, રી, ગરી, સા, પમેં ગરી, સા એ પ્રમાણે બોલવું અગર વગાડવું, જેથી કલ્યાણ રાગનું ચોખ્ખું સ્વરૂપ જણાય છે.

## ૧૨. લય.

## ૧૩. કાળ જ્ઞાન.

સંગીતશાસ્ત્રમાં કાળ સંગીતનો આધારભૂત છે તેથી સંગીત શાસ્ત્રનું સઘળું બંધારણ સ્વર અને કાળ ઉપર છે. સંગીતમાં સ્વરની સાથે કાળનું પ્રમાણ લેવામાં ન આવે તો સ્વરના ધ્વનિના લયનો નાશ થતાં ધ્વનિની મધુરતાનો લોપ થાય છે અને તેથી ગાનારના તથા સાંભળનારના મનમાં ખરો આનંદ અને અસર ઉત્પન્ન થતાં નથી. અહિં કાળના બહુ ઉંડા જ્ઞાનમાં ન ઉતરતાં માત્ર આપણને સાધારણ વપરાશમાં ઉપયોગી એવા ૮ કાળ વિષેની સમજ આપવામાં આવે છે. કાળ એટલે જગતની સાથે જે વહન કરે છે તે વખત. આપણે એક ટકોરો કરીએ તેનો અવાજ ઉત્પન્ન થવામાં જે વખત લાગે છે તેનાથી પણ તેનાં અનંતગણાં નાનાં સ્વરૂપો કલ્પતાં કાળ આખરે સૂક્ષ્મ રૂપે અનાદિ અને અનંત જણાય છે. આપણા સામાન્ય જ્ઞાનમાં કાળના નાનામાં નાના સ્વરૂપને અણુ તરીકે જાણીએ છીએ, તેનાથી લઘુ સ્વરૂપનું નામ ત્રુટિ પણ કેટલાએકના સાંભળવામાં આવ્યું હશે. ઘડીઆળના સેકન્ડનો જે અવાજ થાય છે તેટલા કાળના સ્વરૂપને લઘુ કાળ સમજવો એ રીતે સેકન્ડના આઠમા ($\frac{1}{8}$) ભાગને ત્રુટિ, ચોથા ($\frac{1}{4}$) ભાગને અણુ, બીજા $\frac{1}{2}$ ભાગને દ્રુત, તેના પોતના જેટલાજ કાળના સ્વરૂપને લઘુ, તેનાથી બમણા (૨ ગણા લાંબા) સ્વરૂપને ગુરૂ, ચારગણા (ચોગણા) સ્વરૂપને કાકપદ (દ્વી ગુરૂ), આઠગણા સ્વરૂપને હંસપદ અને ૧૬ ગણા સ્વરૂપને મહાહંસપદ. એવા સ્વરો કેટલી ઝડપથી બોલવા કે લંબાવવા તે બતાવનાર આઠ કાળનું જ્ઞાન અને તેને ઓળખવાનાં ચિન્હ આગળ આપેલાં છે.

સંગીતવિદ્યામાં ગાવા બજાવવામાં અથવા નૃત્ય કરવામાં જે ક્રિયાઓ થાય છે, તેમાં અમુક શબ્દો કે માત્રાઓ ઉપર કેટલું રોકાવું અથવા કેટલું ધીમેથી કે ઝડપથી ગાવું બજાવવું તે જણાવનાર પ્રમાણને **કાળ** કહેવામાં આવે છે. એવા મુખ્ય ત્રણ કાળ કહ્યા છે. **૧. વિલંબકાળ, ૨. મધ્યમકાળ,** અને **૩. દ્રુતકાળ,** બીજા વધારે પ્રકાર છે, પરંતુ તેને અહિં આપવાની જરૂર નથી. બહુજ ધીમેથી લંબાવીને ગાવા બજાવવામાં જે વખત લાગે તેને **વિલંબકાળ** કહેવાય છે, તેને **લય** અથવા ઠાહ પણ કહે છે. બહુ ઉતાવળે નહિ તેમજ બહુજ ધીમેથી નહિ એમ સામાન્ય રીતે ગાવા બજાવવામાં જે વખત લાગે તેને **મધ્યમકાળ** કહે છે. જલદી અથવા ત્વરાથી ગાવા બજાવવામાં જે વખત લાગે છે તેને **દ્રુતકાળ** કહે છે, તેને ચલતી પણ કહે છે.

## ૧૪. માત્રા જ્ઞાન.

૧, ૨, વિગેરે સંખ્યા. ક, ખ, વિગેરે વર્ણ—અક્ષરોનો ઉચ્ચાર કરવામાં અથવા કોઈ બે વસ્તુ વડે સરખે અંતરે ક્ટ કે કટ એવો અવાજ કરવામાં જે વખત લાગે છે તેને સગીત શાસ્ત્રમાં માત્રા કહેવામાં આવે છે. **સા, રી, ગ, મ, પ, ધ, ની,** એ સ્વરોનો ઉચ્ચાર કરતાં સાત માત્રા થઈ. આ માત્રાનું પ્રમાણ પણ કાળના પ્રમાણની માફક સેકન્ડના અવાજને મધ્ય સ્થાન આપીએ તો સમજવું સરળ થઇ પડશે સેકન્ડનો પોતાનો અવાજ એ એક માત્રા થઈ, અને તેને લઘુ માત્રા કહે છે. એ પ્રમાણે **લઘુ** એટલે એક માત્રા (એક સેકન્ડ જેટલી માત્રા), **ગુરૂ** એટલે બે માત્રા (બે સેકન્ડ જેટલી લાંબી માત્રા), **દ્વિગુરૂ** એટલે ચાર

માત્રા, **દીર્ઘપદ** એટલે ૮ માત્રા, **મહાદીર્ઘપદ** એટલે સો માત્રા, **દ્રુત** એટલે અર્ધી માત્રા, **અણુ** એટલે પા માત્રા, અને ત્રુટિ એટલે એક અષ્ટાંઉશ માત્રા.

## ૬૫. તાલ જ્ઞાન.

તાલનો મુખ્ય અર્થ એ છે કે બે હાથ વની તાળી મારવાથી થતો અવાજ. સંગીતવિદ્યામાં માત્રાઓની ગણત્રીમાં અથવા સંખ્યામાં મુકરર કરેલા કાળને (વખતને) અંતરે બે હાથ વની તાળી બજાવવી, અથવા બીજી કોઈ વસ્તુઓ વડે ટકોરા વગાડવા તેને **તાલ** કહે છે. એ પ્રમાણે બે માત્રાઓના કાળને અંતરે અથવા ચાર માત્રાઓના કાળને અંતરે તાળીઓ મરવી એમ જૂદી જૂદી માત્રાની સંખ્યાના કાળને અંતરે નિયમિત બંધારણમાં તાલ આપવાનો નિયમ હોય છે. જેવું સ્વાદ વગરનું ભોજન લાગે તેવું તાલ વગરનું ગાવું બજાવવું લાગે છે એટલે કે સંગીત વિદ્યામાં તાલ ઉપર ખાસ આધાર છે. તાલ વગર સંગીત અમધુર અને અપ્રિય લાગે છે જેમ પ્રાણાયામમાં નિયમિત ગણીત્રીથી શ્વાસને ખેંચવો, રોકવો અને બહાર કાઢવો વિગેરે ક્રિયાની ગણત્રીમાં ફેર પડતાં તેનું ઇષ્ટ ફળ મળતું નથી અને એથી ઉલટું તંદુરસ્તીને નુકશાન કરે છે, તેમજ ગાવામાં પણ શ્વાસને ખેંચવા, રોકવા અને મેલવાનું મુખ્ય કાર્ય હોવાથી તેને માત્રાની ગણત્રીમાં અને તાલમાં ગાવામાં ન આવે તો જરૂર તંદુરસ્તીને પણ નુકશાન કરે છે, પરંતુ નિયમિત માત્રા મેળ અને તાલથી ગાવામાં આવે તો તે ઔષધિનો ગુણ ધારણ કરે છે, અને શરીરના રોગોનો નાશ કરે છે, ઉપરાંત દીર્ઘાયુ બક્ષે છે

## ૧૬. થાટ.

સંગીતમાં આવતા શુદ્ધ, કોમળ, તીવ્ર વિગેરે બાર સ્વરો-માંના કોઇ પણ સાત સ્વરના સમૂહના આરોહણ અવરોહણ કરવાથી તેમાં રાગ હોવાનું જણાય છે, તેથી તેવા સ્વર સમૂહને **થાટ** અથવા **મેળ** કહે છે. એવા થાટ ઉત્પન્ન કરવા માટે નીચે પ્રમાણે સ્વર સમૂહની રચના કરવામાં આવેલી છે:-

સપ્તકના શુદ્ધ, કોમળ, અને તીવ્ર મળી જે બાર સ્વરો છે તેના બે સમૂહ થાય છે.

બાર સ્વરો-સા રી રી ગ ગ મ મેં પ ધ ધ ની ની સાં.
૧ લો સમૂહ-સા રી રી ગ ગ મ મેં, જેને **પૂર્વાંગ** કહે છે.
૨ જો સમૂહ-પ ધ ધ ની ની સાં, જેને **ઉત્તરાંગ** કહે છે.

પૂર્વાંગમાંથી નીચે પ્રમાણે આઠ સમૂહ થઇ શકે છે.

| | |
|---|---|
| ૧. સા રી ગ મ | ૫. સા રી ગ મેં. |
| ૨. સા રી ગ મ | ૬. સા રી ગ મેં. |
| ૩. સા રી ગ મ | ૭. સા રી ગ મેં. |
| ૪. સા રી ગ મ | ૮. સા રી ગ મેં. |

**ઉત્તરાંગ**માંથી નીચે પ્રમાણે ચાર સમૂહો થઇ શકે છે.

| | |
|---|---|
| ૧. પ ધ ની સાં | ૩. પ ધ ની સાં. |
| ૨. પ ધ ની સાં | ૪. પ ધ ની સાં. |

ઉપર જે પૂર્વાંગ અને ઉત્તરાંગના સ્વરસમહની રચના કર-વામાં આવેલ છે તેમાંથી જુદી જુદી રીતે બત્રીસ થાટ ઉત્પન્ન

કરી શકાય છે, પરંતુ તેમાંના - માત્ર બાર થાટ પ્રચલિત છે. કારણકે તે તુરત ઓળખી શકાય છે. વળી તેમાં વિશેષ મધુરતા રહેલી છે તેથી આપણા શિક્ષણને અનુકૂળ પડે તેવા છે, તે નીચે પ્રમાણે છે:-

| સ્વર રચના. | વિકૃત સ્વર. | થાટ. |
|---|---|---|
| ૧. સા રી ગ મ પ ધ ની સાં | — | શંકરાભરણ. |
| ૨. સા રી ગ મઁ પ ધ ની સાં | મઁ | કલ્યાણ. |
| ૩. સા રી ગ મ પ ધ નીં સાં | નીં | ખમાચ. |
| ૪. સા રી ગ મઁ પ ધ ની સાં | ગ મઁ | મહારવા. |
| ૫. સા રીં ગ મ પ ધ ની સાં | રીં ધ | ભૈરવી. |
| ૬. સા રી ગ મ પ ધ ની સાં | ગ ધ | પીલુ. |
| ૭. સા રી ગ મ પ ધ નીં સાં | ગ નીં | કાફી. |
| ૮. સા રીં ગ મઁ પ ધ ની સાં | રીં મઁ ધ | પૂર્વી. |
| ૯. સા રી ગ મ પ ધ નીં સાં | ગ ધ ની | આશાવરી. |
| ૧૦. સા રી ગ મઁ પ ધ નીં સાં | ગ મઁ ધ ની | દહાનગ. |
| ૧૧. સા રીં ગ મઁ પ ધ ની સાં | રીં ગ મઁ ધ | ટોડી. |
| ૧૨. સા રીં ગ મ પ ધ નીં સાં | રીં ગ ધ ની | ભૈરવી. |

## ૧૭ રાગ.

સંગીતના જે સ્વરસમૂહો સંગીતશાસ્ત્રના નિયમો પ્રમાણે ધ્વની ઉત્પન્ન કરી પ્રાણીના મનને રંજન કરે છે તેને **રાગ** કહે છે. રાગના ચાર વર્ગ કરવામાં આવેલા છે, જેને **જાતિ** કહે છે. રાગના સ્વરસમૂહોમાં આવતા સ્વરોની સંખ્યાના પ્રમાણમાં તેના ચાર વર્ગ છે, તેનાં નામ. ૧, સંપૂર્ણજાતિ, ૨ પાડવજાતિ,

**૩. ઔડવજાતિ,** અને **૪. સંકીર્ણજાતિ.** જે રાગના આરોહ અવરોહમાં અનુક્રમે સાત સ્વર આવતા હોય છે તેવા રાગને સંપૂર્ણજાતિના રાગ કહે છે, જે રાગના આરોહ અવરોહમાં અનુક્રમે છ સ્વર આવતા હોય છે તેને ષાડવજાતિના રાગ કહે છે અને જે ગગના આરોહ અવરોહમાં પાંચ સ્વર આવતા હોય છે તેને ઔડવજાતિના રાગ કહે છે. બે જાતિના મિશ્રણથી **ષાડવસંપૂર્ણ** અને **ઔડવસંપૂર્ણ** અને એક બીજા રાગોના સ્વરો વક્ર થઈ મિશ્રણ થવાથી **સંકીર્ણજાતિ,** એવા બીજા ત્રણ. પેટા વર્ગ પડે છે.

**રાગનાં અંગ—**

રાગ અને રાગણીઓનાં અંગ સ્વરથી બંધાએલાં છે. રાગનાં દશ અંગ ગણવામાં આવેલ છે, જેમાંના આપણી શક્તિ પ્રમાણે ઓળખી શકાય તેવાં છ અંગ અહિં આપેલાં છે.

**૧. ગ્રહસ્વર, ૨. વાદિસ્વર, ૩. સંવાદિસ્વર, ૪. અંશ-સ્વર, ૫. ન્યાસસ્વર, ૬. વિન્યાસસ્વર.**

**૧. ગ્રહસ્વર**—રાગમાં જે સ્વર પ્રથમ આવે છે, તેને ગ્રહ-સ્વર કહે છે. સા લગભગ હંમેશાં ગ્રહસ્વર થઈ શકે છે. ગાય-નનું પહેલું અંગ ગ્રહણ કરનાર ગ્રહસ્વર કહેવાય છે. ભૈરવ રાગમાં પ, ધ, અથવા **ગ**, માલકોશમાં મ, હિંડોળમાં ગ અથવા ની, એમ ગ્રહસ્વરો થઈ શકે છે.

**૨. વાદિસ્વર**—જ્યારે કોઈ પણ રાગ રાગણીમાં જે સ્વર ઉપર ભાર આવે છે, અને તેથી તે રાગનું સ્વરૂપ બરાબર જાણી

શકાય છે તે સ્વરને વાદિસ્વર કહે છે. એ સ્વરનો ઉપયોગ રાગમાં વિશેષ કરવામાં આવે છે. ભૈરવ રાગમાં કોમળ રી, માલ કોશમાં કોમળ ગ, મેઘરાગમાં શુદ્ધ રી અને હિંડોલ રાગમાં શુદ્ધ ગ વાદિસ્વર થઈ શકે છે.

૩. સંવાદિસ્વર—જે સ્વર વાદિસ્વરથી બીજે નંબરે ઉપયોગી હોઈ રાગનું સ્વરૂપ પૂર્ણ બતાવવામાં વાદિસ્વરને મદદ કરે છે, તેને સંવાદિસ્વર કહે છે. આ સંવાદિસ્વર હમેશાં વાદિસ્વર પછીની તેરમી શ્રુતિએ રહેલો હોય છે, જેથી ષડ્જથી તેરમી શ્રુતિએ પંચમ આવે છે. એટલે જો વાદિસ્વર ષડ્જ હોય તો તેનો સંવાદિસ્વર પંચમ થઇ શકે છે. એવીજ રીતે કોઈ પણ વાદિસ્વરથી તેરમી શ્રુતિએ આવતો સ્વર તેનો સંવાદિસ્વર થઈ શકે છે. કેટલીક વાર તેરમી શ્રુતિએ આવતો સ્વર રાગમાં વર્જ્ય હોય એટલેકે તે સ્વર આવતો ન હોય તો તેરમીને બદલે નવમી શ્રુતિ ઉપર આવતો સ્વર સંવાદિ બની શકે છે. જેમકે ષડ્જ વાદિસ્વર હોય અને રાગમાં પંચમ વર્જ્ય હોય તો તેનો સંવાદિસ્વર મધ્યમ થઇ શકે છે. એકજ રાગમાંથી મધ્યમ અને પંચમ બન્ને એકી સાથે વિજર્ય થઇ શકતા નથી. એ ઉપરથી સાત વાદિસ્વરોના સંવાદિસ્વરો નીચે પ્રમાણે છે:—

| વાદિસ્વર. | સંવાદિસ્વર. | | |
|---|---|---|---|
| ૧. ષડ્જ. | પંચમ. અને તે વર્જ્ય હોય તો મધ્યમ. | | |
| ૨. ઋષભ. | ધૈવત. | ,, | પંચમ. |
| ૩. ગાંધાર. | નિષાદ. | ,, | ધૈવત. |
| ૪. મધ્યમ. | ષડ્જ. | ,, | નિષાદ. |
| ૫. પંચમ. | ઋષભ | ,, | ષડ્જ. |
| ૬. ધૈવત. | ગાંધાર | ,, | ઋષભ. |
| ૭. નિષાદ. | મધ્યમ. | ,, | ગાંધાર. |

૪. **અંશસ્વર**—વાદિ સંવાદિ સ્વરોની સાથે જે સ્વરો અર્ધા રહી જોડાઇ જઇ રાગના જૂદા જૂદા ભાગ બતાવે તેને અંશસ્વર કહે છે. ગમગ્ગમાં મ અંશસ્વર છે. ધ્ની માં ધ અંશસ્વર છે.

૫. **ન્યાસસ્વર**—ગાયનને છેડે આવતો સ્વરને ન્યાસસ્વર કહે છે. ગાયનના **સમ** ઉપર જે સ્વર આવે તે ન્યાસસ્વર ગણાય છે. ભૈરવ રાગમાં **ધ** અને માલકોશ રાગમાં મ ન્યાસસ્વરો છે.

૬. **વિન્યાસસ્વર**—રાગમાં જે સ્વર વધારેમાં વધારે ઉચો બોલાય છે તેને વિન્યાસ સ્વર કહે છે. ભૈરવ રાગમાં તાર સપ્તકનો રીં અને શ્રી રાગમાં ગં વિન્યાસ સ્વરો છે.

એ ઉપરાંત **અનુવાદિ** અને **વિવાદિ** એવા બીજા બે સ્વરો છે.

**અનુવાદિસ્વર**—જે સ્વરો વાદિ સંવાદિ હોય છે તેનાથી રાગમાં રહેલી અપૂર્ણતા દૂર કરે છે તેને અનુવાદિસ્વર કહે છે. તે વાદિસ્વરની આજુગાજુમાં હોય છે, અને તે રાગમાં મધુરતા લાવે છે.

**વિવાદિસ્વર**—ચાલતા રાગમાં જે સ્વર રાગના સ્વરૂપને બદલી નાખી બીજા રાગનું સ્વરૂપ બતાવે અગર રાગનો સદંતર નાશ કરે તેવા સ્વરોને વિવાદિસ્વર કહે છે.

## લાગ અને ડાટ સ્વર.

ગાયન ચાલતું હોય તે વખતે ગાનાર એક સપ્તકના સ્વર ઉપરથી ઉપરના બીજા સપ્તકના તેજ સ્વરને પકડે છે, એટલે કે મધ્યમસપ્તકના ગાંધાર (ગ) ઉપરથી તારસપ્તકના ગાંધાર (ગ) અથવા ઋષભ (રીં) ઉપર બીજા સ્વરોને સ્પર્શ કર્યા વગર જઇ તે સ્વરને જમાવી પાછો મુળ સ્વર ઉપર આવે છે તેવે વખતે જે સ્વર પ્રથમ જમાવે છે તે સ્વરને લાગસ્વર કહે છે અને ઉંચા સપ્તકના જે સ્વરને પકડે છે તે સ્વરને ડાટસ્વર કહે છે. એ રીતે સ્વર જમાવ્યા પછી બીજા સ્વરને પકડવાથી ગાનારનાં સ્વરજ્ઞાન અને રાગજ્ઞાન દીપી નીકળે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સ્વર, શ્રુતિ, અલંકર, વાદિ, સંવાદિ, તાલ, માત્રા, લય વિગેરે બાબતો જ્યારે એકઠી કરવામાં આવે ત્યારે તેમાંથી જુદા જુદા રાગ બંધાય છે.

એ પ્રમાણે જે રાગ ઉત્પન્ન થયા છે તેમાંના ભૈરવ, માલકોષ, હિંડોલ, દીપક, શ્રી અને મેઘ એ છ મુખ્ય રાગને

પુરૂષ પ્રકૃતિના ગણ્યા છે, અને તેને મળતા આવતા અર્થાત તેમાંથીજ ઉત્પન્ન થયેલા રાગોમાંથી દરેકમાં પાંચ પાંચ રાગણીઓ તેમની ભાર્યાઓ રૂપે ગણવામાં આવી છે. વળી તેજ પ્રમાણે તે સ્રીઓને પાંચ પાંચ પુત્રો રૂપે રાગોની ગોઠવણ કરેલી છે. તદુપરાંત દરેક પુત્રની પાંચ પાંચ સ્રીઓ રૂપે અન્ય રાગોની રચના કરેલી છે. આમ વધારેને વધારે ઉંડા જ્ઞાનમાં ઉતરીએ તો સંગીતશાસ્ત્ર એક વિશ્વ જેવડું થઇ પડે તેમ છે, તેથી તેવી ભ્રાટવીમાં પડવાનું આપણું ગજું નથી. તેથી આપણા લાયક અને જરૂરજોગું જ્ઞાન આ પુસ્તકમાં દાખલ કર્યું છે. કેટલાકને પ્રેકટીકલ જ્ઞાનમાં ઉતરવું ગમતું નથી, કારણકે તેમાં મહેનત છે, પરંતુ જાણવાની ઇચ્છા ઘણાને થાય છે તેથીજ યતિંચિત સમજુતી અહિં આપવાનો પ્રયાસ કર્યો છે. રાગ, તેની સ્રીઓરૂપે રાગણીઓ, તેના પુત્રો, તેની ભાર્યાઓ વિગેરેનો ઉંડો અભ્યાસ કરવાથી એ વિષયના જૂદા જૂદા આચાર્યોએ લખેલા જૂદા જૂદા ગ્રંથો તપાસતાં ઘણા મતફેર જોવામાં આવે છે, માટે આ પુસ્તકના અભ્યાસીઓને એ વમળમાં ન નાખતાં માત્ર પ્રચલિત રાગ-રાગણીઓ અને તેમાં આવતા સ્વરસમૂહો તેમના વાદિસંવાદી સ્વરોની સાથે નીચે પ્રમાણે આપવામાં આવેલ છે. તેથી સંગીત જ્ઞાનના અભિલાષીને મદદરૂપ થઈ પડશે. જો કે તે આપેલા રાગ-રાગણીના આરોહ અવરોહમાં આવતા સ્વરો અને વાદિસંવાદિ સ્વરો માટે જૂદા જૂદા આચાર્યોના જૂદા જૂદા મત જોવામાં આવે છે, તેમાંથી બની શકે તેટલું એકીકરણ કરીને જે અહિં આપેલ છે, તેમાંથી વિગત સત્ય લાગે તે ગ્રહણ કરી અતિક્રમને અંતે તે એકઠી કરનારને કૃતાર્થ કરશો એવી આશા છે.



| રાગના નામ | જાતિ | આરોહ અવરોહના સ્વરો | વાદિસ્વર | સંવાદિસ્વર |
|---|---|---|---|---|
| ભૈરવ* | સંપુર્ણ | સા રી ગ મ પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ધ | રી |
| કાલિંગડો* | " | સા રી ગ મ પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ધ | ગ |
| ભૈરવી | " | સા રી ગ મ પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | મ અથવા ધ | સા ગ |
| કાફી | " | સા રી ગ[૨] મ પ ધ ની[૨] સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | પ | સા |
| પીલુ | " | સા રી[૨] ગ[૨] મ પ ધ[૨] ની[૨] સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ગ | ની |
| પૂર્વી | " | સા રી ગ મ[૨] પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ગ | ની |
| જીલ્લા | " | સા રી ગ[૨] મ પ ધ ની[૨] સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | રી | પ |
| ટોડી | " | સા રી ગ મ પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ધ | ગ |
| ઝીંઝોટી | " | સા રી ગ મ પ ધ ની[૨] સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ગ | ધ |

* કેટલાક રાગોના આરોહ અવરોહમાં સ્વરો એકસરખા જોવામાં આવશે, પરન્તુ તેના વાદિસંવાદિ વિગેરે સ્વરો જુદા હોવાથી તે ઓળખવામાં હરકત આવતી નથી ર કોમળ તિવ ગણે

| | | | |
|---|---|---|---|
| કલ્યાણ | સંપુર્ણ | સા રી ગ મૅ પ ધ ની સાં<br>સાં ની ધ પ મૅ ગ રી સા | સા મૅ |
| શંકરાભરણ | ,, | સા રી ગ મ પ ધ ની સા<br>સાં ની ધ પ મ ગ રી સા | સા પ |
| રામગરી | ,, | સા રી ગ મ પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ધ ગ |
| સિંધભૈરવી | ,, | સા રી ગ મ પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | મ ની |
| એમનકલ્યાણ | ,, | સા રી ગ મૅ પ ધ ની સાં<br>સાં ની ધ પ મૅ ગ રી સા | ગ ની |
| શંકરા | પાડવ | સા રી ગ ૦ પ ધ ની સાં<br>સાં ની ધ પ ૦ ગ રી સા | સા પ |
| કૌશિક કાનડો | ,, | સા રી ગ મ ૦ ધ ની સાં<br>સાં ની ધ ૦ મ ગ રી સા | મ સા |
| મહારવા | ,, | સા રી ગ મૅ ૦ ધ ની સાં<br>સાં ની ધ ૦ મ ગ રી સા | રી ધ |
| લલિત | ,, | સા રી ગ મૅ ૦ ધ ની સાં<br>સાં ની ધ ૦ મૅ ગ રી સા | મ સા |
| રાહીણી | ,, | સા રી ગ મૅ ૦ ધ ની સાં<br>સાં ની ધ ૦ મૅ ગ રી સા | ગ ધ |
| પુરિયા | ,, | સા રી ગ મૅ ૦ ધ ની સાં<br>સાં ની ધ ૦ મૅ ગ રી સા | ગ ની |

| | | | |
|---|---|---|---|
| ભિભાસ | ઔડવ | સા રી ગ ૦ પ ધ ૦ સાં<br>સાં ૦ ધ પ ૦ ગ રી સા | ધ રી |
| હિંડોલ | ,, | સા ૦ ગ મ઼ ૦ ધ ની સાં<br>સાં ની ધ ૦ મ઼ ગ ૦ સા | ધ ગ |
| માલકોષ | ,, | સા ૦ ગ મ ૦ ધ ની સાં<br>સાં ની ધ ૦ મ ગ ૦ સા | મ સા |
| સારંગ | ,, | સા રી ૦ મ પ ૦ ની સાં<br>સા ની ૦ પ મ ૦ રી સા | રી પ |
| ભૂપકલ્યાણ | ,, | સા રી ગ ૦ પ ધ ૦ સાં<br>સાં ૦ ધ પ ૦ ગ રી સા | ગ ધ |
| દુર્ગા. | ,, | સા ૦ ગ મ પ ૦ ની સાં<br>સાં ની ધ ૦ મ ગ ૦ સા | ગ ની |
| તિલંગ | ,, | સા ૦ ગ મ પ ૦ ની સાં<br>સાં ની ૦ પ મ ગ ૦ સા | ગ ની |
| ધાની. | ,, | સા ૦ ગ મ પ ૦ ની સાં<br>સાં ની ૦ પ મ ગ ૦ સા | ગ ની |
| માલશ્રી | ,, | સા ૦ ગ મ઼ પ ૦ ની સાં<br>સાં ની ૦ પ મ઼ ગ ૦ સા | રી ધ |
| દેશકાર | ,, | સા રી ગ ૦ પ ધ ૦ સાં<br>સાં ૦ ધ પ ૦ ગ રી સા | રી ધ |
| ભૂપકલ્યાણ | ,, | સા રી ગ ૦ પ ધ ૦ સાં<br>સાં ૦ ધ પ ૦ ગ રી સા | ગ ધ |

| | | | |
|---|---|---|---|
| ખમાજ | પાડવ<br>સંપૂર્ણ | સા ૦ ગ મ પ ધ નીસાં<br>સાં નો ધ પ મ ગ રી સા | ગ, ની |
| જોનપુરી | ,, | સા રી ૦ મ પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ધ, ગ |
| ઝાંઢ | ,, | સા ૦ ગ મ પ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ની ગ |
| વસંત | ,, | સા રી ગ મ ૦ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ગ ધ |
| કામોદ | ,, | સા રી ગ મ પ ધ ૦ સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | પ રી |
| પરજ | ,, | સા રી ગ મ ૦ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | સા પ |
| હમીર | ,, | સા રી ગ મ ૦ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ધ મ |
| સોરઠ | ઔડવ<br>સંપૂર્ણ | સા રી ૦ મ પ ૦ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | રી પ |
| દેશ | ,, | સા રી ૦ મ પ ૦ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | રી ધ |
| આશાવરી | ,, | સા રી ૦ મ પ ધ ૦ સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ધ ગ |
| બાગેશ્વરી | ,, | સા ૦ ગ મ ૦ ધ ની સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | મ સા |

| | | | |
|---|---|---|---|
| ભીમપલાસી | ઔડવ<br>સંપૂર્ણ | સા ૦ ગ મ પ ૦ નીસાં<br>સાંનીધ પ મ ગ રી સા | મ સ |
| બિહાગ | ,, | સા ૦ ગ મ પ ૦ નીસાં<br>સાં નીધ પ મ^{ર}ગ રીસા | ગ ની |
| બિલાવલ | ,, | સા રી ગ ૦ પ ધ ૦ સા<br>સાં ની^{ર}ધ પ મ ગ રી સા | સા ધ |
| કેદાર | ,, | સા રી ૦ મ પ ધ ૦ સાં<br>સાં ની ધ પ મ^{ર}ગ રી સા | મં સા |
| બહાર | ,, | સા ૦ ગ મ ૦ ધ નીસાં<br>સાં ની ધ પ મ ગ રી સા | ની મ |
| મુલતાની | ,, | સા ૦ ગ મૅ પ ૦ નીસાં<br>સાં ની ધ પ મૅ ગ રી સા | પ સાં |
| સિંધુડા | ,, | સા રી ૦ મ પ ૦ નીસાં<br>સાં ની ધ પ મ ગ રી સા | સા પ |
| સિંધવી | ,, | સા રી ૦ મ પ ધ ૦ સાં<br>સાં ની ધ પ મ ગ રી સા | સા પ |
| શ્રીરાગ | ,, | સા રી ૦ મૅ પ ૦ ની સાં<br>સાં નીધ પ મ ગ રી સા | રી ધ |
| છાયાનટ | સંકીર્ણ<br>(મિશ્ર) | સા રી ગ મ પ ધ ની સાં<br>સાંનીધપ, મૅપધપ, ગમરીસા | પ રી |
| દરબારીકાનડો | ,, | સા રી ગ મ પ ૦ ની સાં<br>સાંની [illegible] | રી પ |

| | | | |
|---|---|---|---|
| જયજયવંતી | ,, | સા રી ૦ મ પ ૦ ની સાં<br>સાં ની ધ નો પમ રીગસારી | રી ધ |
| પહાડી | ,, | સા રી ગ ૦ પ ધ ૦ સાં<br>સાં નીધપ૦ગ રીસા નીધપધસા | ધ રી |
| તિલકકામોદ | ,, | સારી૦ મ પ ૦ ની સાં<br>સાંની ધ પ મ ગ ૦ સા | રી પ |
| અડાણા | ,, | સા રી ગ મ પ ૦ ની સાં<br>સાંની૦પ મ પ ૦ગરીસા | સા પ |



ઉપર જણાવેલ કેટલાક રાગના આરોહ અવરોહ સ્વર બોલી કે વગાડી જવાથી રાગનું પુરેપુરૂં સ્વરૂપ પ્રકાશી શકાતું નથી. તેથી તેનાં ખાસ અંગ જણાવનારાં સ્વરોની વક્રરચના કરી આરોહ અવરોહ કરવાથી રાગ ઓળખાય છે.

**૧. હમીર કલ્યાણ**—મૅ પ ગ મ ધ-ની સાં-ખાસ અંગ.

॥સારીસા-ગમધ-નીધ-સાં । સાંનીધ પ-મૅ પ ધ પ ગ મ રી સા॥

**૨. કેદાર**—ની સા-મપ-ધપમ-રીસા—ખાસ અંગ.

॥સામ-મપધપ-નીધસાં। સાં-નીધપ—મૅપધપ-ગમરેસા. ॥

**૩. દેશ**—ની ધ પ—રી ગ મ પ ધ મ ગ રી—ખાસ અંગ.

॥ સા-રી-મ પ-ની સાં । સાં નો ધ પ-મંગ-રીગ-સા ॥

**૪. સોહીણી**—ગ મૅ ધ ની-સાંરીં ની સાં ની-ખાસ અંગ.

॥ સાગ-મધનીસાં । સાં રીં સાં-નીધ-ગ-મૅ-ધમૅગ-રીસા ॥

૫. ભીમપલાસી—નીસામ-મગ-પમ-ગ-મગરીમા — [ખાસ અંગ.

॥ નો સા ગ મ પ ની સાં । સાં ની ધ પ મ-ગરીસા.

૬. પીલુ—ની સા ગ-રી સા-પ ધ ની ગા-ખાસ અંગ

॥ ની સાં-ગ રી ગ-મપ-ધપ-નીધપ-સાં । નીધપમગ ગ-નીસા ॥

૭. જોનપુરી—મપ-નીધ-પ-ધ-મપગ-રીમપ-ખાસ અંગ.

॥ સા-રીમ-પ-ધ-નીસાં । સાં-નીધ પ-મગ-રીસા ॥

૮. માલકોષ—મગ-મધનીધ-મ-ગ-સા-ખાસ અંગ.

॥ ગી સા-ગમ-ધ-નીસાં । સાનીધ-મ-ગમગસા ॥

૯. આશાવરી—રી-મ-પ ની ધ પ —ખાસ અંગ.

॥ સા-રી મ પ-ધ-સાં । સાં ની ધ-પ-મ-ગ-રી-સા.

૧૦. બિલાવલ—ગરી-ગપ-ધ-નીસા—ખાસ અંગ.

॥ સા-રી-ગ-મ-પ-ધનીસા । સાંનીધ-પ-મગ-રીસા.

૧૧. વાગેશ્વરી—નીધ-સા-મધનીધ-મ-ગરી-સા ખાસ અંગ

॥ સા-નીધનીસા-મગ-મધનીસા । સાં-નીધ-મગ-અગ-રીસા ॥

૧૨. દેશ—રી-મપ-નીધપ-પધપમ ગરીગસા—ખાસ અંગ.

॥ સા-રી-મપ-નીસાં । સ નીધપ-મગ-રીગસા.

૧૩. છાયાનટ—નીધ પ મે પ—ખાસ અંગ.

॥ સારીગમપની મસા । સાનીમપ-મેપધપગમરીસા.

૧૪. માઢ—સારીગપ—સાંનીધ—મમપગ સારીગસ—આમ અંગ.
॥સાગ—રીમ—ગપ—મપ—પનીધગા। સાની ધપમ—પગ—ગરી—ગસા

૧૫. ધન્યાશ્રી—નીસાગમપ—પરીગમંગગરીસા.
॥સાગમપનીસાં। સ નીધપગમગ—ગરીસા.

## રાગ સમય.

સંગીત અને મનુષ્ય પ્રકૃતિને ઘણોજ નિકટનો સંબંધ છે. સંગીતના સ્વરો શરીરના જૂદા જૂદા સ્થાનમાંથી ઉત્પન્ન થાય છે. ષડ્જ નાભિમાંથી, ઋષભ હૃદયમાંથી, ગાંધાર વક્ષસ્થલમાંથી, મધ્યમ કંઠમાંથી, પંચમ મુખમાંથી, ધૈવત તાળુમાંથી અને નિષાદ નાસિકામાંથી ઉત્પન્ન થાય છે સમુદ્રમાં આવતી ભરતી ઓટ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે જળ ઉપર સૂર્ય અને ચંદ્રની ક્રિયા અહોરાત્રિ ચાલુજ છે તેવીજ રીતે આપણા શરીરમાં રહેલા જળ ઉપર દર પ્રહરે જૂદા જૂદા પ્રકારે અસર કરે છે. તેથી સૂર્ય અને ચંદ્રની ગતી પ્રમાણે શરીર પ્રકૃતિમાં હંમેશાં ફેરફાર થયા કરે છે. તદુપરાંત દિવસના શારીરિક કે માનસિક શ્રમને લઇને પણ શરીર પ્રકૃતિમાં ફેરફાર થયા કરે છે રાગની અંદર પ્રધાનપણું ભોગવનાર વાદિ સંવાદિ સ્વરો શરીરમાં જે સ્થાન ભોગવે છે તે સ્થાનને અનુકુળ વખતે તે સ્વરો બોલવાથી મધૂર લાગે છે અને તંદુરસ્તી વધારે છે તે સિવાયના પ્રતિકુળ સમયમાં ગાવાથી અમધુર અને કંટાળા ભરેલું લાગે છે અને શરીરની પ્રકૃતિને પ્રતિકુળ થવાથી તે શરીરની તંદુરસ્તીને હાની કરતા નીવડે છે. તેથી તેના યથાર્થ પાલન માટે નીચે પ્રમાણે રાગ અને તેને ગાવાનો સમય આપેલ છે.

## રાગ રાગણી અને તેને ગાવાનો વખત.

૧. સવારના ૭ થી ૧૧ વાગ્યા સુધી ભૈરવ, રામકલી, ભૈરવી, ગુર્જરી, આશાવરી, ટોડી, બિલાવલ, વિગેરે રાગો ગવાય છે.

૨. દિવસના ૧૧ થી ૩ વાગ્યા સુધી મેઘ, સારંગ, સોરઠ, મલ્હાર, જયજયવંતી, વિગેરે રાગો ગવાય છે.

૩. દિવસના ૩ થી ૫ વાગ્યા સુધી ધનાશ્રી, ભીમપલાશ્રી, મુલતાની વિગેરે રાગો ગવાય છે.

૪. દિવસના ૫ થી ૭ વાગ્યા સુધી શ્રીરાગ, ગોડી, પૂર્વી, પુરીયા, માલવી, મહારવા વિગેરે રાગો ગવાય છે.

૫. રાત્રિના ૭ થી ૧૧ વાગ્યા સુધી શુદ્ધ, શામ, એમન, હેમ અને હમીર કલ્યાણ રાગ ગવાય છે.

૬. રાત્રિના ૧૧ થી ૧ વાગ્યા સુધી ખમાચ, છાયાનટ, નટકેદાર, કામોદ, બિહાગ, શંકરા, વિગેરે રાગો ગવાય છે.

૭. રાત્રિના ૧ થી ૩ માલકોશ, વાગેશ્રી, કાનડા, (દરબારી શાહાનો, અડાણો, નાયકી) વિગેરે રાગો ગવાય છે.

૮. રાત્રિના ૩ થી ૭ સુધી હિંડોલ, સોહીણી, કાલિંગડા, પરજ, વિભાસ, લલિત, પંચમ, વસંત વિગેરે રાગ ગવાય છે.

# સંગીત લેખન પદ્ધતિ.

કોઇ પણ કવિતા કે ગાયન જે રીતે ગાવામાં આવતું હોય તે રીતે તેમાં આવતા દરેક શબ્દ સંગીતના કયા કયા સ્વરમાં બોલાય છે, તેને કેટલા લંબાવવા અગર ટુંકા બોલવા, કયા તાલમાં, કેટલી માત્રામાં, કેટલી લયથી ગાવા, કયા સ્વર ઉપર(ભાર)આપવો, શુદ્ધ, કોમળ કે તીવ્ર સ્વરોમાંનો કયો સ્વર વાપરવો વિગેરેનું જ્ઞાન આપનાર સંજ્ઞાઓ અને ચિન્હો મુકરર કરી કવિતા કે ગાયનના શબ્દોની નીચે અથવા ઉપર ગોઠવીને લખવામાં આવે તેને સંગીત લેખન પદ્ધતિ કહેવામાં આવે છે. આવી સંગીત લેખન પદ્ધતિ પુસ્તક લખનાર સરળતા મુજબ પોતાને અનુકુળ હોય એવી ગોઠવે છે.

## ૧. સ્વર લેખન પદ્ધતિ.

સંગીત વિદ્યામાં સ્વર સાત છે. ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ ધૈવત અને નિષાદ એ સાતે સ્વરોને ઓળખવા માટે **સા, રી, ગ, મ, પ, ધ, ની** એવી અનુક્રમે સાત સંજ્ઞાઓ મુકરર કરવામાં આવેલી છે. એ સાતે સ્વરો શુદ્ધ છે. તે સ્વરોની વચ્ચે દરેકનાં ઉંચા નીચાં સ્વરૂપો (અવાજો) રહેલાં છે.

**સા** અને **રી** ની વચ્ચે **રી** કોમળ રહેલો છે, **રી** અને **ગ** ની વચ્ચે **ग** કોમળ રહેલો છે, **મ** અને **પ** ની વચ્ચે **મॅ** તીવ્ર રહેલો છે. **પ** અને **ધ** ની વચ્ચે **ધ** કોમળ રહેલો છે અને **ધ** અને **ની** વચ્ચે **નો** કોમળ રહેલો છે.

એ પ્રમાણે શુદ્ધ સાત, કોમળ ચાર અને તીવ્ર એક, એમ કુલ બાર સ્વરોને ઓળખવા માટે આ પુસ્તકમાં નીચે પ્રમાણે ગોઠવણ કરવામાં આવી છે.

ગુજરાતીમાં લખેલા સ્વરો શુદ્ધ જાણવા, બાળબોધમાં (સંસ્કૃતમાં) લખેલા સ્વરો કોમળ જાણવા અને જે સ્વર ઉપર (ॅ) આવું અર્ધચંદ્રાકાર ચિન્હ હોય તેને તીવ્ર સ્વર જાણવો.

શુદ્ધ સ્વરો—સા, રી, ગ, મ, પ ધ, ની

કોમળ સ્વરો—री, ग, ध, नी.

તીવ્ર સ્વર—मॅ.

## ૨. સપ્તકસ્વર લેખન પદ્ધતિ.

સ્વર લેખન પદ્ધતિમાં જણાવ્યા પ્રમાણે વધારેમાં વધારે બાર સ્વર ગણાવ્યા, તેમાંના પાંચતો મુળ શુદ્ધ સ્વરોનાં પોતાનાંજ કોમળ કે તીવ્ર સ્વરૂપો છે. માટે મુળ સ્વરની સંખ્યા સાતની છે, તે ઉપરથી તે સાતે સ્વરના સમૂહને **સપ્તક** કહેવાય છે. એવાં પાંચ સપ્તક નીચે પ્રમાણે આપવામાં આવ્યાં છે. સામાન્ય (કુદરતી) રીતે બોલતાં જે સ્વરો બોલાય તે સ્વરોના સમૂહને **મધ્યમસપ્તક** કહે છે, તેને ઓળખવાને માટે કંઇ ચિન્હ રાખવામાં આવ્યું નથી, એટલેકે જે સ્વરો કંઇ પણ નિશાની વગરના જોવામાં આવે તે મધ્યમસપ્તકના સ્વર છે એમ જાણવું, જે સ્વરો મધ્યમસપ્તકથી નીચા બોલાય છે એટલે જેનો ઉચ્ચાર કરતાં છાતીને મહેનત પડે છે, અને કુદરતી રીતે બોલાય તેના કરતાં નીચા બોલાય તેવા સ્વરસપ્તકને **મન્દ્રસપ્તક** કહે છે, તેના સ્વરો ઓળખવા માટે તેની નીચે (·) આવું ચિન્હ કરવામાં આવ્યું છે. મન્દ્રસપ્તકથી પણ નીચેના સપ્તકને **અનુમન્દ્રસપ્તક** કહેવામાં આવે છે, તેના સ્વરોને ઓળખવા માટે તે સ્વરોની નીચે (··) આવું ચિન્હ મૂકવામાં આવેલ છે. એથી નીચા

સપ્તકના સ્વરોની અહિં જરૂર નથી. મધ્યમસપ્તકથી ઉંચા સપ્તકને **તારસપ્તક** અથવા **ટીપસપ્તક** કહે છે. તેના સ્વરો ઓળખવા માટે તે સ્વરોની ઉપર (·) આવું ચિન્હ મૂકવામાં આવેલ છે. **તારસપ્તક**થી ઉપરના સપ્તકને **તારતરસપ્તક** કહે છે. તેના સ્વરને ઓળખવા માટે તે સ્વરોની ઉપર (··) આવું ચિન્હ મૂકવામાં આવેલ છે, એથી વિશેષ ઉંચાં સપ્તકની અહિં આવશ્યકતા નથી.

| | | |
|---|---|---|
| ૧. મધ્યમસપ્તક | સા રી ગ મ પ ધ ની | શુદ્ધસ્વરો |
| | રી ગ મॅ ધ ની | વિકૃતસ્વરો |
| ૨. મન્દ્રસપ્તક | સા રી ગ મ પ ધ ની | શુદ્ધસ્વરો |
| | રી ગ મॅ ધ ની | વિકૃતસ્વરો |
| ૩. અનુમન્દ્રસપ્તક | સા રી ગ મ પ ધ ની | શુદ્ધસ્વરો |
| | રી ગ મॅ ધ ની | વિકૃતસ્વરો |
| ૪. તારસપ્તક(ટીપ) | સં રીં ગં મં પં ધં નીં | શુદ્ધસ્વરો |
| | રીં ગં મઁ ધં નીં | વિકૃતસ્વરો |
| ૫. તારતરસપ્તક | સં રીં ગં મં પં ધં નીં | શુદ્ધસ્વરો |
| | રીં ગં મઁ ધં નીં | વિકૃતસ્વરો |

## માત્રા લેખન પદ્ધતિ.

૧, ૨, સંખ્યાનું કે ક, ખ, ગ વર્ણનો ઉચ્ચાર કરવામાં અથવા કોઇ બે વસ્તુઓ વડે ટક ટક કે કટ કટ અવાજ કરવામાં આવે તેમાં જે વખત લાગે છે તેને સંગીતવિદ્યામાં માત્રા કહે

છે. આગાઉ જણાવ્યા પ્રમાણે ઘડીઆળના સેકન્ડના કાંટાના કટ અવાજને માત્રા કહેવી એ બરાબર છે. એવી એક માત્રાને **લઘુમાત્રા** કહે છે. સા રી ગ મ વિગેરે સ્વરને બોલાવવામાં આવે તો તેમાંનો દરેક સ્વર એક લઘુ માત્રા બરાબર છે એમ જાણવો. તેનો ઉચ્ચાર ઘડીઆળના બે કટ અવાજ થાય ત્યાં સુધી લંબાવવામાં આવે તો તે બે માત્રા એટલે એક **ગુરૂમાત્રા** થઇ એમ સમજવું, ચાર કટ અવાજ થાય તેટલા વખત સુધી એક સ્વરને લંબાવવામાં આવે તો તેને દીર્ઘગુરૂમાત્રા થઇ એમ સમજવું. એ રીતે આ પુસ્તકની સંગીત લેખન પદ્ધતિમાં માત્ર લઘુ, ગુરૂ, દીર્ઘગુરૂ, દ્રુત (અર્ધી) અને અણું (પા) માત્રાઓ ઓળખવાનાં ચિન્હ આપેલાં છે. જે સ્વરોની આગળ કાંઇ નિશાની ન હોય તેને લઘુમાત્રા જાણવી, અને તેને લંબાવ્યા વગર સામાન્ય ગતીથી બોલ્યે જવી. જે સ્વરની આગળ (–) આવું ચિન્હ હોય તો જેટલાં ચિન્હ હોય તેટલી માત્રા જેટલો તે સ્વરને લંબાવીને બોલવો. જે સ્વરની નીચે (⌣) આવું ખોડા અક્ષરનું ચિન્હ હોય તેને અર્ધીમાત્રા સમજવી. એટલે એક માત્રા જેટલા અવાજમાં બે સ્વરો સાથે બોલવા. જે સ્વરની નીચે (⌣⌣) આવા બે ખોડાના ચિન્હ હોય તે સ્વરને પા માત્રા જેટલો ટુંકો બોલવો. એટલે કે એક ટકોરા જેટલા સમયમાં ચાર સ્વરો બોલવા.

૧. લઘુ—

| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|
| સ્વર | સા | રી | ગ | મ | પ | ધ | ની | સાં |

૨. ગુરૂ—

| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્વર | સા | – | રી | – | ગ | – | મ | – | પ | – | ધ | – |

૩. દીર્ઘગુરૂ—

| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્વર | સા | – | – | – | રી | – | – | – | ગ | – | – | – |

૪. દ્રુત (અર્ધી)— માત્રા ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
સ્વર સારી ગમ પધ નીસાં સાંની ધપ મગ રીસા

૫. અણુ (પા)— માત્રા ૧ ૨ ૩
સ્વર સારી ગ મ પ ધ નીસાં સાં ની ધ પ

૪
મ ગ રી સા

એથી વિશેષ એક માત્રામાં આઠ સ્વર લેવાય છે પરંતુ તે આ પુસ્તકમાં આપેલ નથી તેથી તેનાં ચિન્હ આપેલ નથી. માટે શીખનારે પોતાની મેળે ટકોરાની સાથે તેટલી ઝડપથી ગાતાં વગાડતાં શીખવું.

## તાલ લેખન પધ્ધતિ.

સંગીતવિદ્યામાં ગાયન અને તાલને પરસ્પર ઘાટો સંબંધ છે. લય અને અંતરાયના પ્રમાણુ સિવાય રાગનું બંધારણુ થઇ શકતું નથી, તેથી રાગનાં જૂદાં જૂદાં સ્વરૂપો કરી બતાવવામાં તેનો મુખ્ય આધાર તાલ ઉપર છે. એ રીતે માત્રાઓથી તાલનું માપ થાય છે અને કાળનું માપ તાલથી જણાવાય છે. માત્રાઓની ગણત્રીમાં મુકરર કરેલા કાળ (વખત) ને અંતરે આપેલા સ્વરના ઉચ્ચારણુની સાથેજ બે હાથ વની તાળી પાડવામાં આવે અથવા બે વસ્તુઓ વડે ટકોરા મારવામાં આવે અથવા ભાર દઇ બોલવામાં આવે તેને **તાલ** કહે છે. ઉદાહરણુ—

| | | | | |
|---|---|---|---|---|
| તાલ | ૧ | ૩ | ० | ૧ |
| માત્રા | ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ | ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૬ |
| શબ્દો | દા – સ ર | ન ગા લ ક | દ શ ર થ | સુ ત જ ય |

ઉપરના ઉદાહરણમાં ૧૬ માત્રા જણાવવામાં આવી છે, તેના ચાર ચાર માત્રાના અંતરાય બતાવ્યા છે, તેમાં ૧, ૫, ૯, ૧૩ ઉપર અનુક્રમે ૨, ૩, ૦, ૧ સંખ્યા લખેલી છે તે માત્રાના સ્થાન છે. ૧ અથવા દા ના ઉચ્ચારની સાથે તાળી બજાવવી, અને સંખ્યા ગણવાનું અથવા શબ્દોના ઉચ્ચાર કરવાનું એકસરખી ગતીથી ચાલુ રાખતાં ૫ અથવા ન બોલવાની સાથે બીજી તાળી બજાવવી, ૯ અથવા દ ઉપર આવતાં શૂન્ય આપેલું છે તે સ્થાન ઉપર તાળી બજાવવી નહિ. સામસામી હથેળીઓ માર-વાને બદલે વિરૂદ્ધ દિશામા હથેળીઓને જૂદી પાડતા હોઈએ એમ દેખાડવું અને ૧૩ અથવા સુ ઉચ્ચારતી વખતે ત્રીજી તાળી મારવી. એવી રીતે ગણત્રી કરવાનું અથવા ગાયનના શબ્દો બોલ-વાનું સરખી લયમાં કાયમ રાખવું અને બતાવેલ સ્થાન પ્રમાણે તાળીઓ મારતા જવું અથવા ખાલી આપતા જવું. ૨,૩,૦,૧, માં પ્રથમ બીજી તાળી, પછી ત્રીજી તાળી, ત્યાર પછી ખાલી અને છેલ્લે પહેલી તાળી એમ ગોઠવણ છે. કારણકે સામાન્ય રીતે દરેક ગાયન સમથી શરૂ કરવાનું હોય છે. ગાયનના જે ભાગ ઉપર તાન, પલટા વિગેરે લઇ છેવટે વિરામ લેવામાં આવે અગર ભાર આપવામાં આવે તેને **સમ** કહેવામાં આવે છે, તેથી બીજી તાળીથી ગણત્રી કરવામાં આવી છે, પરંતુ તે ગણત્રી અથવા શબ્દને ચાલુ રાખતાં ૨, ૩, ૦, ૧, ૨, ૩, ૦, ૧, ૨. એ રીતે વચ્ચે અનુક્રમે ત્રણ તાળી આવ્યાજ કરશે, અને બીજી તાળી વખતે સ્વર કે સંખ્યા ઉપર સ્પષ્ટ જણાય તેવી રીતે ભાર દેવામાં આવશે.

ઉપર પ્રમાણે અનુક્રમે એકી સાથે ત્રણ તાળીઓ આવે છે તેથી તેને તાલ **ત્રિતાલ** કહે છે. ખાલી (૦) આપવાનું કારણ એ કે

તેને સમની તાળી ઓળખવા માટે રાખવાની જરૂર છે. તે ન રાખવામાં આવે તો ગાતી બજાવતી વખતે કયા સ્વર ઉપર સમ છે તે જાણવું કઠણુ થઇ પડે.

તાલ અને માત્રાને એ પ્રમાણે નીકટનો સંબંધ છે. ગાવા બજાવવામાં અને નૃત્ય કરવામાં તે બહુજ ઉપયોગી છે તેના વગર ગાવું, બજાવવું મેળ વગરનું અને કઠોર જણાય છે તે તાલ અને માત્રાને માટે સંગીત સાથે ડફ, ડમરૂ, મઞ્જીરાં, કરતાલ, મૃદંગ, પખવાજ, ઢોલક, ખંજરી, નોબત, ત્રાંસાં, ઢોલ, પટધમ વિગેરે વાદ્યો વપરાય છે.

માત્રાની ગણત્રી અને તાલનાં સ્થાનની સ્પષ્ટતા ખાતર આપણા સામાન્ય ગાવા બજાવવામાં વધારે પ્રચલિત એવા તાલનાં નામ તેની માત્રા અને ભાર કે તાળી આપવાનાં સ્થાન સહિત આગળ આપવામાં આવેલ છે, જે માત્રા ઉપર તાલ સ્થાનની સાથે (*) આવું ચિન્હ આપવામાં આવ્યું છે તે સ્થાન સમ નું છે એટલેકે ત્યાં સૌથી વધારે ભાર આપવાનો હોય છે.

તાલ પદ્ધતિસર શિખવા ઈચ્છનારે પ્રથમ આપેલ માત્રાની મુખથી ગણત્રી કરતાં તાળી કે ટકોરો વગાડયે જવો અને એનેએ સંખ્યા વારંવાર વગર અટકયે બોલ્યે જવી. ત્યાર પછી તે માત્રાઓની નીચે સા રી ગ મ અગર ગાયનના શબ્દો ગોઠવેલ હોય તે તાળી કે ટકોરાની સાથે બોલવાનો અભ્યાસ કરવો.

## મૃદંગ શિક્ષણ.

ઉપર જણાવેલ તાલ અને માત્રાઓ જૂદી નહિ આપતાં સંગીતની સાથે વપરાતા પ્રચલિત વાદ્ય મૃદંગના બોલની સાથે.

ગોઠવવામાં આવેલ છે. તેથી બે કાર્ય એકી સાથે આપવાથી જૂદાં જૂદાં સ્થળે શોધવાની જરૂર પડે નહિં.

મૃદંગ વાદ્યમાં **નર** અને **માદી** એવાં બે સાજની જરૂર પડે છે. નરને **બાંયું** અથવા **બોણીયું** કહે છે અને **માદીને જીવાળી** અથવા **તબલું** કહે છે

૧. બોણીયમાં વચ્ચે કાળો ભાગ હોય છે તેને **શાહી** કહે છે અને બાકીનો સફેદ ભાગ હોય છે તેને **લવ** કહે છે. બોણીયામાં લવ જ્યાં હથેલીનો પોચો રાખવાનો હોય છે તે ભાગ પહોળો હોય છે અને બીજી તરફ જ્યાં આંગળીના ટેરવાં મારવાના હોય છે તે ભાગ સાંકડો હોય છે. કેટલાંક બોણીયાંમાં ફરતી ચામડાંની કોર મૂકેલી હોય છે તેને **ચાંટ** કહે છે પરંતુ બોણીયાંને વગાડવામાં તેની જરૂર પડતી નથી

૨. **જીવાળી**માં વચ્ચે જે શાહી હોય છે, તેને ફરતી કોર હોય છે તેને **ચાંટ** કે **ટાંચ** કહે છે અને ચાંટની વચ્ચે જે સફેદ ભાગ હોય છે તેને **લવ** કહે છે.

નીચે આપેલી સમજુતીમાં જે બોલ લખેલા છે તેને સમજવા માટે **શાહી, લવ** અને **ચાંટ**ને બરાબર ઓળખવાની જરૂર છે. તે ત્રણેમાંથી નીચે પ્રમાણે શબ્દ (નાદ) ઉત્પન્ન કરી શકાય છે.

ધા, ધીં, ના, તા, તીં, ગ, દી, ન, ત, ર, કી, ટ, ક, મ, ત્ર, કત્, તીટ, ધી, ઘી, ઘે, ઘે, ડા, ડાન્, ધીત્, લ'ન વિગેરે.

ધા—બોણીયાં અને જીવાળી બન્ને ઉપર એકી સાથે વગાડાય છે ડાબા હાથની હથેળીનો નીચેનો ભાગ બોણીયાં ઉપરના

પહોળા લવ ઉપર ભારથી ટેકવી પોલી વાળેલી હથેળીએ વચ્ચેની ત્રણ આંગળીઓનાં ટેરવાં શાહીની ઉપરના સાંકડા લવ ઉપર જોરથી મારી ઉપાડી લેવાં. એ ડાબા હાથની ક્રિયાની સાથે એકી વખતે છીવાળીની ચાંટ ઉપર જમણા હાથની પહેલી આંગળીનો ઉપલો ભાગ નક્કર અવાજ નીકળે તેવી રીતે મારીને ઉપાડી લેવી. તે વખતે હથેળીની છેલ્લી ત્રણે આંગળીનો ઉપલો ભાગ સ્હેજ ટેકાની ખાતર છીવાળીની કોર ઉપર ધ્વનિને દબાવી દે નહિ તેવી રીતે ટેકવી રાખવો. એમ બન્ને હાથ વતી એકી સાથે ધા ધ્વનિ નીકળે છે.

**ધીં** અથવા **ધીન્**—ડાબો હાથ ધા કાઢવાની માફકજ મારવો અને તેની સાથે જમણા હાથની પહેલી આંગળી ચાંટ ઉપર નહિ મારતાં પ્રથમની માફક શાહી અને ચાંટ વચ્ચેના લવ ઉપર સીધી રાખીને મારી ઉપાડી લેવી જેથી **ધીન્** ધ્વનિ નીકળે છે.

**તા.** માત્ર જમણા હાથની પહેલી આંગળી ધા ધ્વનિ વગાડવાની માફક માદીની ટાંચ ઉપર મારી ઉપાડી લેવાથી **તા** ધ્વનિ થાય છે.

**તીં** અથવા **તીન્.** ધીન્ ધ્વનિ વગાડવાની માફક માત્ર જમણા હાથની પહેલી આંગળી માદીના લવ ઉપર મારી ઉપાડી લેવાથી **તીન્** ધ્વનિ નીકળે છે.

**ના.** એ ધ્વનિ **તા** ની માફકજ કાઢવામાં આવે છે.

**ગ.** બાંયાના લવ ઉપર ડાબા હાથની હથેળીનો આંગળીઓ વાળો ઉપલો ભાગ મારીને દબાવી રાખવાથી **ગ** અવાજ થાય છે.

' દી. જમણા હાથની હથેળીનો ઉપલો આંગળાંવાળો ભાગ માદીની લવ' અને શાહી ઉપર પોલા હાથે મારવાથી દી શબ્દ નીકળે છે.

ન. એ ધ્વનિ દી પ્રમાણે અથવા ના કે તા પ્રમાણે નીકળે છે.

કી. ડાબા હાથની હથેળીનો ઉપલો ભાગ શાહી ઉપર દાબીને વગાડવાથી કી ધ્વની નીકળે છે.

ટ. જમણા હાથની પહેલી આંગળી માદીની શાહી ઉપર દાબીને મારવી જેથી ટ શબ્દ સંભળાશે.

ક. લગભગ કી ની માફકજ કાઢી શકાય છે.

ક્ટિ. એ બન્ને સાથે કાઢવા માટે માદીની શાહી ઉપર જમણા હાથની બીજી અને ત્રીજી આંગળી દાબીને મારી ઉપાડી લેવી અને તુરતજ પહેલી આંગળી તેજ પ્રમાણે મારવી.

ત્ર. માદીની શાહી ઉપર જમણા હાથની પહેલી ત્રણ આંગળી એવી રીતે મારવી કે પહેલાં ત્રીજી, પછી બીજી અને પછી પહેલી એમ અનુક્રમે શાહી ઉપર પડે અને પછી તુરતજ વચલી આંગળી મારતાં ત્યાંજ ક નીકળતાં ત્રક અવાજ થશે.

ધી. અથવા ઘી બાંયા ઉપરની શાહીની નીચે પહોળા લવ ઉપર ડાબા હાથની હથેળી રાખી વળેલી વચ્ચલી આંગળીના ટેરવા વતી સાંકડા લવ ઉપર મારી ઉપાડી લેવાથી અથવા હથેળીનો ઉપલો આંગળાવાળો ભાગ બાંયાના પહોળા લવ ઉપર દાબીને રીતે ઘી મારવાથી અથવા ઘી અને ઉપરા ઉપર બે વખત મારવાથી ધીધા અથવા ઘીગ્રી ધ્વનિ નીકળે છે.

કડાન્—ડાબા હાથની હથેળી ધી વગાડતી વખતની માફક પહોળી રાખી ભોણીયા ઉપર ક વગાડીને પછી તુરતજ જમણા હાથની હથેળીનાં આંગળાં માહીના લવ ઉપર પોલો ભારે દઇ મારવાથી કડાન્ ધ્વનિ નીકળે છે.

ધીત્—ડાબા હાથની ચારે આંગળી સીધી રાખી બાંયાની શાહીની નીચે પહોળા લવ ઉપર મારવાથી ધીન્ અવાજ નીકળે છે.

ધુમ્ અથવા ધુમ્—ડાબા હાથની હથેળીનો નીચેનો ભાગ ભોણીયાના પહોળા લવ ઉપર ભારની સાથે ટેકીને શાહી ઉપરના સાંકડા લવ ઉપર વચલી આંગળીનું ટેરવું જોરથી મારતાં ધુમ્ કે ધુમ્ અવાજ નીકળે છે. ધુમ આખો અવાજ કાઢવો હોય તો ધુમ્ કે ધુમ્ વગાડીને તુરતજ જમણા હાથની પહેલી આંગળીથી માહીના લવ કે ચાંટ ઉપર તાની માફક મારવાથી ધુમ કે ધુમ આખો અવાજ નીકળે છે.

લાન્.—એ ધ્વનિ રાન્ ધ્વનિ પ્રમાણે નીકળે છે.

એ પ્રમાણે મૃદંગનાં ૫.જે સાજમાથી ઉત્પન્ન કરેલા ધ્વનિ (અવાજો) ને એકત્ર કરી ધાધીંના, ધીનકીટ, તરકીટ, ગદીગન, નકતર વિગેરે બોલ (શબ્દો) યોજવામાં આવેલા છે.

૧. કોટડી—તાલ વગાડવા માટે ઉપર જણાવેલ મૃદંગના શબ્દોના મુકરર કરેલા વર્ગ પાડી તેને સમૂહમા યોજવામાં આવેલા હોય છે. એના શરૂઆતમાં વગાડવાના જે બોલ નક્કી કરેલા હોય છે તેના સમૂહને કોટડી અથવા ઠેકો કહે છે. જેમકે ત્રિતાલમાં ત્રણ

વખત ધા ધીં ધીં ન્ના અને એક વખત તા તીં તીં ન્ના યોજવામાં આવેલ છે.

૨. **તોડા.**—કોટડીના બોલ વગાડતી વખતે સમ ઉપર આવતા પહેલાં એકજ જાતના બોલનો સમુહ ઉપરા ઉપર ત્રણ વખત કાઢવામા આવે છે, તેથી તેવા નાદ સમૂહને **તોડા** કહે છે. જેમકે તીરકીટ ધા,—તીરકીટ ધા—તીરકીટ ધા.

૩. **મોહરા.** તાલના એક આવૃતમાં જેટલો વખત જોઇએ તેથી અર્ધા કે પા સમયમાં સમ ઉપર આવવામાં જે ઝડપથી વગાડવા બોલનો સમુહ મુકરર કરેલો હોય છે તેને **મોહરા** કહે છે જેમકે ત્રિતાલ એ સોળ માત્રાનો આવૃત છે તેમાં તીરકીટધીનકીટ એવા Cતાવળા બોલ યોજીને સોળને બદલે બત્રીસ માત્રાના બોલ તેટલાજ આવૃતમા વગાડવામાં આવે છે.

૪. **પરન**—તાલના એકથી વધારે આવૃત સુધીમાં જે મૃદગના બોલ મુકરર કરેલા હોય છે અને જેને દુગણુ, ચોગણુ વિગેરે લયમા વગાડવામાં આવે છે તેને **પરન** કહે છે.

સામાન્ય લયમાથી તેનાથી બમણી ત્વરાથી વગાડવામા આવે તેને **દુગણુ** અને ચારગણી ત્વરાથી વગાડવામા આવે **તેને ચોગણુ** કહે છે તેથી, પણ બમણી લયને **અષ્ટગણુ** કહેવાય છે.

એ પ્રમાણે પ્રથમ કોટડીના બોલથી શરૂઆત થાય છે, પછી તેમાં પરન વગાડવામા આવે છે અને આખરે તોડા વગાડવામા આવે છે. કોટડીના બોલ શરૂ કરતા પહેલા મ્હોરા કે મુખડા વગાડવામા આવે છે

માત્રા, બોલ, તોડા પરન સાથે નીચે પ્રમાણે મૃદંગના બોલ જે વિશેષ પ્રચલિત છે તે આપ્યા છે. તે ઉપર આપેલ સમજ પ્રમાણે તાલ માત્રા વિગેરે ધીરજ અને ખંતથી મગજમાં સમજી લઈ વગાડવાનો મ્હાવરો રાખવો. બીજાં વાદ્યો કરતાં મૃદંગના બોલ શીખવા એ વધારે અઘરૂં છે. જ્યાં સુધી તેના શબ્દો મોઢે કરવામાં ન આવે ત્યાં સુધી સ્પષ્ટ બોલ કાઢી શકાતા નથી. ખંત અને મહેનતથી ગમેતેવું અઘરૂં કામ પાર પડે છે.

## તાલ જાતિ.

તાલમાં બોલ યોજવામાં આવેલા હોય છે તે જેટલી માત્રામાં યોજવામાં આવ્યા હોય તેની સંખ્યાના પ્રમાણમાં તેના જે વર્ગ પાડવામાં આવ્યા હોય છે તેને **જાતિ** કહે છે, તેવી જાતિ પાંચ પ્રકારની છે.

**૧. ચતુશ્રજાતિ.** તેમાં ચાર ચાર માત્રાના આવૃત અથવાં ખંડ હોયછે, તેથી ૨, ૪, ૮, ૧૬ વિગેરે માત્રાના તાલને **ચતુશ્રજાતિના** તાલ કહે છે, જેમકે ત્રિતાલ.

**૨. તિશ્રજાતિ** તેમાં ત્રણ ત્રણ માત્રાના ખંડ આપેલ છે તેથી ૯, ૧૨, ૨૪ વિગેરે માત્રાના તાલ **તિશ્રજાતિ**ના તાલ કહેવાય છે જેમકે દાદરો.

**૩. મિશ્રજાતિ.** તેમાં સાત માત્રા હોય છે, અને તેના એક ખંડમાં ચાર અને બીજામાં ત્રણ માત્રા યોજવામાં આવેલ હોય છે. તેથી ૭, ૧૪, ૨૮ વિગેરે માત્રાના તાલને **મિશ્રજાતિ**ના તાલ કહે છે, જેમકે દીપચંદી.

**૪. ખંડજાતિ.** એમાં પાંચ માત્રાઓ હોય છે. એક ખંડમાં ત્રણ અને બીજામાં બે માત્રાઓ યોજવામાં આવેલ હોય છે તેથી તેમાં ૫, ૧૦, ૨૦ વિગેરે માત્રા આવતી હોય તેવા તાલને ખંડજાતિના તાલ કહે છે. જેમકે ઝપતાલ.

**૫. સંકીર્ણજાતિ.** તેમાં નવ માત્રા હોય છે. એટલે તેમાં નવ માત્રાનો ખંડ આવે તો તે સંકીર્ણજાતિના તાલ છે.

સુચના:—૧૪ માત્રાના તાલમાં પ્રથમ જો ચાર માત્રાનો ખંડ આવે તો તેને ચતુશ્રજાતિ કહેવાનો રીવાજ છે અને પ્રથમ ત્રણ અને પછી ચાર માત્રાના ખંડ આવે તો તેને તિશ્રજાતિ કહેવાનો રીવાજ છે. તેમજ ૧૦ માત્રાના તાલમાં પ્રથમ ચાર આવે તો ચતુશ્રજાતિ ત્રણ આવે તો તિશ્રજાતિ, અને પાંચ આવે તો ખંડજાતિ. એમ સમજવું. વળી પ્રથમ બે માત્રાનો ખંડ આવે તો ચતુશ્રજાતિ. એ પ્રમાણે ઉતરોત્તર સમજી લેવું.

## ૧. તાલ ત્રિતાલ. માત્રા ૧૬. ચતુશ્રજાતિ.

સંગીતની અંદર પ્રથમ લય અથવા ઠાહથી શિક્ષણ લેવાની શરૂઆત કરવી જોઇએ. મૃદંગ અથવા હારમોનિયમ ઉપર પ્રથમ ધીમેથી લંબાવીને અભ્યાસ કરવો જોઇએ. તેથી અહિં સૌથી પહેલો ત્રિતાલ પસંદ કરવામાં આવ્યો છે. ત્રિતાલમાં માત્રા ૧૬ છે તેમાં ત્રણ તાલ અને એક ખાલી આવે છે. ગાયનના શબ્દો અને તેના **સમ** ઉપર લક્ષ રાખી ગમે તે તાલીથી અગર ખાલીથી ગાયનની સાથે તાલ તથા મૃદંગના બોલ વગાડી શકાય છે, આ પુસ્તકમાં આપેલ ત્રિતાલનાં ગાયનનાં નોટેશનો તપાસીને જોતાં તેની બરાબર સમજ પડશે. એજ પ્રમાણે બીજા તાલોનું પણ સમજવું.

આ તાલ શીખવામાં પ્રથમ સ્હેલો જણાય તેથી પ્રથમ સ્હેલી પદ્ધતિમાં બોલ આપ્યા છે તે બરાબર આવડી ગયા પછી તેના પ્રચલિત બોલ ફરીથી લખેલા છે. શીખનારને જેમ સરળતા જણાય તેમ શીખવામાં હરકત નથી.

| | | | | |
|---|---|---|---|---|
| તાલ | ૨* | ૩ | ૦ | ૧ |
| માત્રા | ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ | ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૬ |
| બોલ | ધા ધીં ધીં ધા | ધા ધીં ધીં ધા | તા તીં તીં તા | ધા ધીં ધીં ધા |
| તોડા | ,, | ,, | ગદી ગન ધા ગદી | ગન ધા ગદી ગન |

ઉપરના બોલમાં પહેલા, બીજા અને ચોથા ખંડમાં ધાધીં ધીં ધા બોલ વગાડવાના છે તે બન્ને હાથથી એકી વખતે બન્ને સાજ ઉપર કાઢવા અને ત્રીજા ખંડના તાતીંતીંતા બોલ જમણા હાથની પહેલી આંગળીથી માત્ર માદા ઉપરથી કાઢવા. એ બોલ સ્પષ્ટ થયા પછી નીચે પ્રમાણે પ્રચલિત બોલ વગાડવા.

| | | | | |
|---|---|---|---|---|
| તાલ | ૨* | ૩ | ૦ | ૧ |
| માત્રા | ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ | ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૬ |
| બોલ | ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ના તીં તીં ના | ત્રક ધીં ધીં ના |
| તાડો | ,, | ,, | તીરકીટ ધા તીર | કીટ ધા તીર કીટ |

એ સિવાય ઉપર પ્રમાણે અનેક રીતે બોલ ઉપજાવી કાઢવામાં આવે છે, પરંતુ તે બધા અહિં આપવાને અવકાશ નથી, છતાં એકાદ બે નીચે આપ્યા છે, તેના ઉપર આપેલ તાલ પ્રમાણે ઉપરના ખંડોમાં ગોઠવી લેવા અને પછી તાલ અને માત્રાની ગણત્રીમાં રહી વગાડવું.

॥ ના ધી ધીંના, ના ધી ધીંના, ના તીં તીર કીટ, ત્રક ધીંધીંના ॥

॥ ધા ત્રક ધીંધીં, ના ના તીં તીં ના ત્રક ધીંધીં ના ના ધીં ધીં ॥

| | | | |
|---|---|---|---|
| ધા તીરકીટ ધા | તીર કીટ ધા ધા | ધા તીર કીટ ધા | તીર કીટ ધા ધા |
| તા તીરકીટ તા | તીર કીટ તા તા | ધા તીરીકીટ ધા | તીર કીટ ધા ધા |

સાધારણ રીતે બોલ વગાડતા આવડયા પછી શિખનારને તોડા વગાડવાની ઇચ્છા થાય છે. તેથી નીચે પ્રમાણે ત્રિતાલના તોડાના બોલ આપ્યા છે. તેના ઉપર લખેલા તાલ પ્રમાણે ઉપરના કોઇ પણ બોલ વગાડતી વખતે ગણત્રી પ્રમાણે તોડા શરૂ કરી સમ ઉપર આવતાં પાછા નિયમિત ગતિમાં બોલ વગાડવાનું અને તે પ્રમાણેનો નિયમ જાળવી રાખવો.

## તોડા.

ખાલીથી શરૂ થઈ બે ખંડમાં તોડા છે. બીજી તાલથી સાદા બોલ છે.

॥ ગદી ગન ધા ગદી | ગન ધા ગદી ગન | ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના ॥

॥ તીર કીટ ધા તીર | કીટ ધા તીર કીટ | ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના ॥

॥ ક ડાન્ ધા ક | ડાન્ ધા ક ડાન્ | ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના ॥

સમથી શરૂ થઈ સમ ઉપર આવતાં સાદા બોલ શરૂ થાય છે.

૨* ૩ ૦ ૧
॥તીટ કતા ગદી કીટ |ધા ધા તીટ કતા |ગદી કીટ ધા ધા |તીટ કતા ગદી કીટ॥

૨* ૩ ૦ ૧
॥ તીરકીટધીનકીટ । ધ –તીરકીટ । ધીનકીટધા–। તીરકીટધીનકીટ ॥

૨* ૩ ૦ ૧
॥ નક તીર કીટ તક । ધા–નક તીર । કીટ તક ધા–। નક તીર કીટ તક॥

૨* ૩ ૦ ૧
॥ તીર કીટ ધિલાન । ધા-તીરકીટ ।ધિલાન ધા-। તીર કીટધિલાં–ન॥

બોલ અને તોડા આવડયા પછી કેટલાકની ઇચ્છા પરન કાઢવાની થાય છે તેથી એકાદ બે પરન પણ નીચે આપી છે. એ પરન તોડા પહેલાં વગાડવામાં આવે છે, અને ત્યાર પછી તેના અનુસંધાનમાં તોડો વગાડી મૂળ લય ઉપર અવાય છે.

## ત્રિતાલની પરન.

૨* ૩ ૦
॥ ધીંના–ધાત્રક ધીંના । ગીન ધાગીન ધા ત્રક । તીંના–તા તક તીંના

૧
॥ગીન ધા ગીન ધા ત્રક॥

| ૨* | ૩ | ૦ | ૧ |
|---|---|---|---|
| ધા તીટ કીટ તક | તીર કીટ ધા તીં | ધા ધા તીટ કીટ | ધા ધા તું ના |
| તા તીટ કીટ તક | ધા તીં તીર કીટ | ધા ધા તું ગ્રા | ધા ધા તું ના |

એવી રીતે અનેક પરનો થઇ શકે છે.

## ૨. તાલ લાવણી. (ચલતી) માત્રા. ૮. ચતુશ્રજાતિ.

આ તાલ ત્રિતાલની મધ્યમ લયનો ઠેકો છે. તેને આઠ માત્રામાં લઇ બબે માત્રાને અંતરે તાલ આપવામાં આવે છે. તેમાં ત્રણ તાલ અને એક ખાલી આપવામાં આવે છે. એને કવાલીનો ઠેકો પણ કહે છે.

| તાલ | ૨ | | ૩ | | ૦ | | ૧ | |
|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| બોલ | ધા | ધીં | ધા | તીં | ના | તીં | ત્રક | ધીં |
| તોડા | તીર | કીટ | ધા | તીર | કીટ | ધા | તીર | કીટ |

બીજા બોલ. ‖ ધીં ધીં | ધા તીં | ત્રક ધીં | ધાગે ત્રક ‖

‖ ધાગે | ધાતીં | નાક | ધીંના ‖ ચાર માત્રામાં પણ બોલાય છે.

તોડા | ગદી ગન | ધા ગદી | ગન ધા | ગદી ગન | ધા ધીં | ધા તીં |

| કૂડા-ન , ધા કૂડા | -ન ધા | કૂડા-ન | ધા ધીં | ધા તીં |

પરન-ત્રિતાલની કોઇ પણ પરન આ તાલમાં લઇ શકાય છે.

## ૩ તાલ જલદ ત્રિતાલ (અધ્ધો). માત્રા ૧૬.

આ તાલ ત્રિતાલની દ્રુતલયનો ઠેકો છે, તેમાં દીર્ઘ માત્રાના બોલ છે. તોડા અને પરન ત્રિતાલ પ્રમાણેજ લેવાય છે.

| તાલ | ૨ | | | | ૩ | | | | ૦ | | | | ૧ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| બોલ | ધા | ધીં | — | ધા | ધા | ધીં | — | ધા | ના | તીં | — | તા | ધા | ધીં | — | ધા |
| તોડા | ,, | | | | ,, | | | | તીર | કીટ | ધા | તીર | કીટ | ધા | તીર | કીટ |

## ૪. તાલ પંજાબી. માત્રા ૧૬. ચતુશ્રજાતિ.

આ તાલ ત્રિતાલની વિલંબ લયનો ઠેકો છે. તે વગાડવામાં ઘણીજ ધીમી લય રાખવાની જરૂર છે તોડા અને પરનો ત્રિતાલ પ્રમાણે લેવાય છે.

| તાલ | ૨ | | | | ૩ | | | | ૦ | | | | ૧ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| બોલ | ધા | — | તાક્ | ધીં | ધા | — | તાક્ | તીં | તા | — | તાક્ | ધીં | ધા | — | તાક | ધીં |
| તોડા | | ,, | | | | ,, | | | ગદીગન | | ધાગદી | | ગન | ધા | ગદીગન | |

## ૫. તાલ એક તાલ (લાવણી). માત્રા ૪. ચતુશ્રજાતિ.

આ તાલ ત્રિતાલની દ્રુત લય છે. તેમાં બબ્બે માત્રા ઉપર એક વખત તાલ અને એક વખત ખાલી એમ તાલ આપવામાં આવે છે. ચાર ચાર માત્રાના ખંડ લઈ એક વખત તાલ અને એક વખત ખાલી એમ પણ તાલ આપવામાં આવે છે. વળી કેટલાક ત્રિતાલની માફક ચાર માત્રાઓના ખંડ લઇ ત્રણ ખંડ સુધી તાલ આપે છે અને એક ચાર માત્રાના ખંડ ઉપર ખાલી આપે છે.

| તાલ | ૧ | | | | ૦ | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૧ | ૨ | ૩ | ૪ |
| બોલ | ધાગે | ધાતીં | નાક્ | ધીન | તાગે | તાતીં | નાક | ધાન |
| તોડા | ધા | તીરે | કીટ | તક | ધા | તીરે | કીટે | તક |

અથવા | ૧ ધાગે ધાતીં | ૦ નાક ધીંન | ૧ ધા તીર | ૦ કીટ તક ||

બીજા બોલ. | ૧ ધા તીં, ત્રક ધીં, | ૦ તા તીં ત્રક ધીં

## ૬. તાલ કેરબો માત્રા ૪. ચતુશ્રજાતિ.

| | | | | |
|---|---|---|---|---|
| તાલ | ૧° | ૦ | ૧° | ૦ |
| માત્રા | ૧ ૨ ૩ ૪ | ૧ ૨ ૩ ૪ | ૧ ૨ ૩ ૪ | ૧ ૨ ૩ ૪ |
| બોલ | ધા ધીં ત્રક ધીં | તા તીં ત્રક ધીં | ધા ધીં ત્રક ધીં | તા તીં ત્રક ધીં |
| તોડા | ગદીકીટધો ગદીકીટ | ધા ગેદીકીટ | ,, | ,, |

આ તાલ લાવણી અથવા ચલતીનુ એક રૂપ છે.

## ૭. તાલ દાદરો માત્રા ૬. તિશ્રજાતિ.

| | | | | |
|---|---|---|---|---|
| તાલ | ૧° | ૦ | ૧° | ૦ |
| માત્રા | ૧ ૨ ૩ | ૪ ૫ ૬ | ૧ ૨ ૩ | ૧ ૨ ૩ |
| બોલ | ધા ધીં ન્ના | ધા તીં ન્ના | ધા ધીં ન્ના | ધા તીં ન્ના |
| તોડા | ધા તીર કીટ | ધા તીર કીટ | ,, | ,, |

બોલ ॥ ધા ધીન્ના, ત્રક તી ન્ના | ધા ધી ન્ના ધાગે તીં ત્રક ॥

॥ ધીં ધીં–ન્ના, ધા તીં ત્રક ॥

તોડા ॥ ધા ગદી ગન, ધા ગદી ગન, ધા ધી ન્ના ધા તી ન્ના ॥

॥ ધા કડાન્ન, ધા કડા–ન ધા ધી ન્ના, ધા તી ન્ના ॥

| તીર કીટ તક, ધા તીર કીટ, ધા ધી ન્ના, ધા તી ન્ના ||

|| ધા ધીધી કીટ, કતા ગદી ગન, ધા ધી ન્ના, ધા તી ન્ના ||

પરન—ધા કિટ તક ધા ધીં ન્ના ધા કિટ તક તા તીં તા

## ૮. તાલ હીંચ માત્રા ૬. તિશ્રજાતિ.

| | | | | |
|---|---|---|---|---|
| તાલ | ૧ | ૦ | ૧ | ૦ |
| માત્રા | ૧ ૨ ૩ | ૪ ૫ ૬ | ૧ ૨ ૩ | ૪ ૫ ૬ |
| બોલ | ધીં ધાગે તીટ | તીં તાગે તીટ | ધીં ધાગે તીટ | તીં તાગે તીટ |
| તોડો | કડા—નધાધા | કડા—ન ધાધા | ,, | ,, |

બીજા બોલ ॥ ધીં ધાધીં ધા, તીં તાધીં ધા. ॥

દુગણુ ॥ ધાગ ધીના ગીન તાગ તીના ગીન ॥

તોડા. તાલ દાદરા પ્રમાણે.

## ૯. તાલ ચોતાલ. ધ્રુવપદ. માત્રા ૧૨.

આ તાલના બોલ બીજા તાલોના કરતાં જુદી રીતે કાઢવામાં આવે છે.

**ધા.**—બન્ને હાથની હથેળી બન્ને સાજ ઉપર એકી સાથે એવી રીતે મારવી કે ડાબા હાથનાં ચારે આંગળાં બાંયાના પહોળા લવ ઉપર પોલા ભારથી મારવાં, અને તેજ વખતે જમણા હાથની પહેલી આંગળી માદીની ટાંચ ઉપર મારી ઉપાડી લેવી.

**ધીં**—એ અવાજ પણ બન્ને ખુલ્લા હાથની થાપીથી નીકળે છે. ડાબો હાથ બાંયા ઉપર ઉપર પ્રમાણે મારવો અને તેજ વખતે જમણા હાથનાં ચારે આંગળાં માદીનાં લવ અને શાહી ઉપર પોલા ભારથી મારવાં.

**દીં.**—એકલા જમણા હાથનાં ચારે આંગળાં પોલા ભારથી માદીના લવ અને શાહી ઉપર મારવાં.

બીજા સઘળા ધ્વનિ અગાઉ સમજાવ્યા પ્રમાણેજ કાઢી શકાય છે.

## ૯ તાલ ધ્રુવપદ માત્રા ૧૨. ચતુશ્રજાતિ.

| ૩ | | ૦ | | ૧ | | ૦ | | ૧ | | ૨ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ધા | ધા | દીં | તા | કીટ | ધા | દીં | તા | કીટ | તક | ગદી | ગન |
| ધા | ધીધી | નટ | કીટ | ગદી | ગન | ધા | ગદી | ગન | ધા | ગદી | ગન |

બોલ ॥ ધા ધીન્, નકતર, ધીનનક, તક ધીન્, નક ધીધી, નટકીટ ॥

તોડા ॥ કડ્ડા—ન ધીત્તા ધીત ધીત ત્તા—ધીધી નટ કીટ ગદી કીટ ॥

॥ ધા—ધીધી નટકીટ ગદીકીટ ધા—ધીધી નટકીટ ગદીકીટ ॥ ધ

॥ધા કીટ તકીટત ધા કીટ તકધુમ કીટતક ગદીકીટ ધાધા કીટતા

ગદીકીટ ધા ધા કીટતક ગદીકીટ.॥

## ૧૦ તાલ. આડચોતાલ. માત્રા ૧૪. ચતુશ્રજાતિ.

| તાલ | ૧ | | ૨ | | ૦ | | ૧ | | ૦ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| બોલ | ધીં | ધીં | ધાગે | તીટ | તુ | ના | ક | ત્તા | ધીં | ધીં |
| તોડા | તીર | કીટ | ધીને | કીટ | ધા | તીર | કીટ | ધીન | કીટ | ધા |

| ૧ | | ૦ | |
|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ના | ધીં | ધીં | ના |
| તીર | કીટ | ધાન | કીટ |

૧* ૨ ૦ ૧ ૦ ૧ ૦
બોલ ॥ ધીં ધીં ધાગેતીટ તીન્ના કત્તા ત્રક ધીં ન્ના ધીં ધીં ન્ના ॥

૧* ૨ ૦ ૧ ૦ ૧ ૦
॥ ધીંધીં ધા ત્રક તીંતા તીંતીં તા ધીં ત્રક ધીં ધીન્ના ॥

૧* ૨ ૦ ૧ ૦ ૧ ૦
તોડા ॥કીટતક ધીનકીટ ધાકીટ તકધીન કીટ ધા કી ત્રટ ધીનકીટ॥

૧ ૨ ૦ ૧ ૦ ૧ ૦
॥ધા કડા—ન ધા તીટકતા ગદીકીટ ધા ગદી કીટ ધા ગદીકીટ॥

## ૧૨. તાલ ગઝલ (પીસ્તો) માત્રા ૭. તિશ્રજાતિ.

| | | | |
|---|---|---|---|
| તાલ | ૦* | ૧ | ૨ |
| માત્રા | ૧ ૨ ૩ | ૪ ૫ | ૬ ૭ |
| બોલ | તીં—ત્રક | ધીં —ન્ન | ધા ધા |
| તોડા | તીર કીટધો | તીર કીટ | ધીન કીટ |

આ તાલમાં વગાડનાર જ્યારે લાવણીની લય ઉપર આવે છે ત્યારે સમથી શરૂ કરે છે. તે લય પુરી કર્યા પછી તોડા વગાડે છે, અને તોડા પછી ગઝલના મુળ ઠેકા ઉપર આવે છે. જેમકે—

૦ ૧ ૨ ૦ ૧ ૨ ૩ ૦
॥ તીં—ત્રક ધીં—ધા ધા । ધાગ ધાતીં ન્નાક ધીન્ના । તીરકીટ ધા

૧ ૨ ૦ ૧ ૨
તીરકીટ ધીનકીટ । તીં—ત્રક ધીં—ધાધા ॥

એ પ્રમાણે દરેક તાલમાંથી ચલતી ઉપર જઈ તોડા વગાડી મુળ ઠેકાના બોલ ઉપર અવાય છે, તેમાં માત્રા લય અને તાલ ઉપર એક લક્ષ રાખવું જોઇએ.

## ૧૨. તાલ તિવરા. માત્રા ૭. તિશ્રજાતિ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| તાલ | ૧* | | | ૨ | | ૩ | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| બોલ | ધા | ત્રક | ધીં | ધા | ત્રક | ધી | ન્ના |
| તોડા | ધા | તીરે | કીટ | ધા | તીરે | કીટ | તક |

બોલ ॥ ૧ ધા ધીં તા, ૨ તીરકીટ ૩ ધીનકીટ ॥

તોડા ॥ ૧ ધા તીરકીટ ૨ ધાતીર ૩ કીટ તક ॥

## ૧૩. તાલ રૂપક માત્રા ૭ તિશ્રજાતિ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| તાલ | ૦ | | | ૧ | | ૨ | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| બોલ | ધીં | ધીં | ધા | ત્ર | કે | ધા | ત્રક |
| તોડા | ધા | ધા | તીર | કીટ | તક | ગદી | કીટ |

## ૧૪. તાલ દીપચંદી. માત્રા ૨૪. તિશ્રજાતિ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| તાલ | ૨ | | | ૩ | | | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| બોલ | ધા | ધીં | ન્ન | ધા | ધા | તીં | ન્ન |
| તોડા | તીર | કીટ | ધીને | કીટ | ધા | તીર | કીટ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૦ | | | ૧ | | | |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| તા | તીં | ન્ન | ધા | ધા | ધીં | ન્ન |
| ધીન | કીટ | ધા | તીર | કીટ | ધીન | કીટ |

બોલ || ધા ધીં–ન્ ધા ધા તીં–ન્ તા તીં–ન્ ધા તીર કીટ તક ||
(૨ ધા, ૩ ધા, ૦ તા, ૧ ધા)

પરન || ધા તીર કીટ ધા તીર કીટ તક તા તીર કીટ ધા તીર કીટ તક ||
(૨ ધા, ૩ ધા, ૦ તા, ૧ ધા)

તોડા || તીટ કતા ગદી ગન ધા તીટ કતા ગદી ગન ધા તીટ કતા ગદી ગન ||
(૨ તીટ, ૩ ગન, ૦ ગદી, ૧ તીટ)

## તા. ૧૫. તાલ ઝુમરો. માત્રા ૧૪. તિશ્રજાતિ.

| તાલ | ૨* | | | ૩ | | | | ૦ | | | ૧ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| બોલ | ધા | ધીં | ત્રક | ધીં | ધીં | ધાગેત્રક | | તીં | તા | ત્રક | ધીં | ધીં | ધાગે | ત્રક |
| તોડા | તીટ | કતા | ગદી | ગન | ધા | તીરકતા | | ગદી | ગન | ધા | તીર | કતા | ગદી | ગન |

## તા. ૧૬. તાલ ઝપ. માત્રા ૧૦. ખંડજાતિ.

| તાલ | ૨* | | ૩ | | | ૦ | | ૧ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| બોલ | ધીં | ત્રક | ધીં | ધીં | ના | તી | ત્રક | ધીં | ધીં | ના |
| તોડા | ધા | કીટ | તક | ગદી | ગન | ધા | કીટ | તક | ગદી | ગન |

બોલ || ધા કીટ તક ગદી ગન ધાગે તીર કતા ગદી ગન ||
(૨ ધા, ૩ તક, ૦ ધાગે, ૧ કતા)

## ૧૭. તાલ સૂલફાક. માત્રા ૧૦. ચતુશ્રજાતિ.

| તાલ | ૧ | | ૦ | | ૧ | | ૨ | | ૦ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| બોલ | ધીં | ત્રક | ધીં | ના | તીં | ત્રક | ધી | ના | તીં | ના |
| તોડા | ધા | તીરે | કીટ | ધીન | કીટ | ધો | તીર | કીટ | ધીન | કીટ |

૧ ૦ ૧ ૨ ૦

બોલ ॥ ધા ધા ધીં તા ક્રીટ ધા તીટ કત્તા ગદ્દી ગન ॥

૧ ૦ ૧ ૨ ૦

તોડા ॥ ધા ક્રીટ ધીન ક્રીટ કડા–ન તીર ક્રીટ ધીનક્રીટ ॥

## ૧૮. તાલ એકતાલ. માત્રા ૧૨. ચતુશ્રજાતિ.

| ૩ | | ૦ | | ૧ | | ૦ | | ૧ | | ૨ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ધીં | ધીં | ધાગે | તીટ | તી | ન્ના | ક | ત્તા | ધીં | ત્રક | ધીં | ન્ના |
| કડા | ન | ધીં | ત્તો | ધીત | ધીત | તા | ધીધી | નટ | ક્રીટે | ગદ્દી | ક્રીટ |

## ૧૯. તાલ ધમાર માત્રા ૧૪ ખંડજાતિ.

| ૧ | | | | | ૨ | | ૩ | | | ૦ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| કત્ | ધી | ટ | ધી | ટ | ધા | — | કત્ | તી | ટ | તી | ટ | તા | — |
| ધા | ક્રીટ | ધીન | ક્રીટ | કડા | ન | ધાત | તા | ધી | ધી | ક્રીટ | કતા | ગદ્દી | ગન |

## ૨૦. તાલ તિલાવડો. માત્રા ૧૬. ચતુશ્રજાતિ.

| ૨ | | | | ૩ | | | | ૦ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ધા | ત્રક | ધાં | ધીં | ન્ના | ધા | તીં | તીં | તા | ત્રક | ધીં | ધીં | ન્ના | ધા | ધીં | ધીં |
| તીર | કીટ | કડા | ન | ધા | – | તીર | કીટ | કડા | ન્ન | ધા | – | તીર | કીટ | કડા | ન્ના |



# ⋙ હારમોન્યમ વાદ્ય. ⋘

સંગીતવિદ્યામાં વપરાતાં સ્વર વાદ્યોમાં આજકાલ પાશ્ચિમાત્ય વાદ્ય હારમોન્યમે અગ્રભાગ લીધો છે. કારણ કે બીજાં વાદ્યો કરતાં તે શીખવામાં વધારે સ્હેલું છે. તેથી આ પુસ્તકમાં તેને લગતું ખાસ શિક્ષણ આપેલું છે.

હારમોન્યમમાં આપેલી સ્વર કાઢવાની ચાવીઓ બે રીતમાં ગોઠવેલી જણાય છે. અગાઉ જે હારમોન્યમ વિશેષ વપરાતાં તેમાં સફેત ચાવીઓની વચ્ચે પ્રથમ ત્રણ અને પછી બે એવા બે સમૂહમાં કાળી ટુંકી ચાવીઓ હોય છે. એવા હારમોન્યમમાં સૌથી પહેલી સફેત ચાવી **ષડ્જગ્રામના અનુમન્દ્રસપ્તકના મધ્યમનો** એટલે **મ** સ્વર આપે છે. ગમે તે કારણે તેની વપરાશ હાલમાં ઓછી થઇ ગઇ છે. હાલમાં વિશેષ વપરાતાં હારમોન્યમની ચાવીઓમાં પ્રથમ બે અને પછી ત્રણ એમ અનુક્રમે કાળી ટુંકી ચાવીઓના સમૂહ જોવામાં આવે છે. એવા હારમોન્યમની સૌથી પહેલી સફેદ ચાવી **ષડ્જગ્રામના મન્દ્રસપ્તકનો ષડ્જ** એટલે **સા** સ્વર આપે છે. ખાસ અનુભવથી જણાશે કે આ બીજા પ્રકારના હારમોન્યમની પ્રથમ ચાવીથી **સા રી ગ મ**ની સાથે ગાતાં લગભગ ૮૦ ટકા શિખનારાઓનું ગળું ઉપરના **સા** સુધી જઇ શકતું નથી. પરાણે ગળું ખેંચનારનો સાદ ફાટી જાય છે. તે જોતાં પ્રથમની યોજનાવાળાં એટલે ત્રણ અને બે કાળી ચાવીની ગોઠવણવાળાં હારમોન્યમો જેની પ્રથમ સફેત ચાવી **અનુમન્દ્રનો મ** સ્વર આપે છે તે વધારે ઉપયોગી હોય છે.

હારમોન્યમની ચાવીઓ ઉપર હાથના આંગળાંનો ઉપયોગ કરતી વખતે **મન્દ્રસપ્તક**ના સ્વરોની ચાવીઓ **ડાબા** હાથ માટે છે અને **મધ્યમસપ્તક**ના સ્વરોની ચાવીઓ જમણા હાથના ઉપયોગ માટે છે. તેથી ડાબા હાથનો અંગુઠો મન્દ્રસપ્તકના **સ** ઉપર અને જમણા હાથનો અંગુઠો મધ્યમસપ્તકના **સા** ઉપર એમ એકી સાથે બે હાથે વગાડવાનું હોય છે. ત્યાંથી મધ્યમસપ્તકનો **સા** નીકળે છે. જેનું ગળું તે **સા**થી શરૂ કરતાં સામેના ઉંચા **સા** સુધી ન ખેંચી શકાતું હોય તેને તેનાથી ઉતરતા કોઇ સ્વરને **સા** કલ્પી ત્યાંથી સારીગમ શીખવાની શરૂઆત કરવી પડે છે. તેવે વખતે જુની ગોઠવણ સુજનનાં હારમોન્યમો વિશેષ ઉપયોગી છે. સામાન્ય રીતે ગાનારનું ગળું વધારેમાં વધારે ટીપ સપ્તકના મધ્યમ અથવા તેથી વધારેમાં વધારે પંચમ સ્વર સુધી ખેંચી શકાય છે. પરંતુ જેનું ગળું મધ્યમ સપ્તકના સારીગમપધની સ્વરોમાં **ની** અને ટીપ સપ્તકના **સાં** સુધી કામ કરી શકતું નથી તેનું ગળું ટીપનાં મધ્યમ અને પંચમ સુધી શી રીતે જઇ શકે? તેથીજ પહેલી જાતનાં હારમોન્યમ વિશેષ ઉપયોગી છે. કેટલાંક ગાયનોના સ્વર મન્દ્રસપ્તકના મધ્યમ સુધી નીચે ઉતરી જાય છે. એવે સમયે હાલની પદ્ધતિના હારમોન્યમ નિરૂપયોગી થઇ પડે છે. કારણકે મંદ્રસપ્તકના સ્વરો ઉપર જમણો હાથ જતાં ડાબો હાથ ખાલી પડી રહેછે.

ઉપર પ્રમાણે એકંદરે જોતાં સફેત ચાવીઓ લાંબી છે, અને અનુક્રમે હોય એમ લાગે છે, પરંતુ તે અનુક્રમે નથી, તેમની વચ્ચે ટુંકી અને કાળી ચાવીઓ હોય છે. પહેલી સફેત ચાવીથી સાતમી સફેત ચાવી સુધીમાં વચ્ચે બે અને ત્રણ એમ બીજી વધારાની પાંચ

કાળી ચાવીઓ આવી જાય છે. એ મળી કુલ બાર ચાવીઓ સ્વર-સપ્તકના બાર સ્વરો થાય છે; તેથી તે બાર સ્વરોનું એક સપ્તક કહેવાય છે. એ પ્રમાણે પહેલી સફેત ચાવીથી સાતમી સફેત ચાવી સુધી એક સપ્તક થાય છે, અને તેને **મન્દ્ર** અથવા **ખરજ સપ્તક** કહે છે. ત્યાંથી આગળ ચાલતાં આઠમી સફેત ચાવીથી ચૌદમી સફેત ચાવી સુધી બીજું સપ્તક થાય છે, અને તેને **મધ્યમસપ્તક** કહે છે, ત્યાંથી આગળ ચાલતાં પંદરમી ચાવીથી એકવીસમી ચાવી સુધી ત્રીજું સપ્તક થાય છે તેને **તાર** કે **ટીપસપ્તક** કહે છે. એથી પણ વધારે ચાવીઓ હોય તો તે **તારતરસપ્તક** ના સ્વરો જાણવા. અને મન્દ્રસપ્તકથી ડાબી બાજુએ વધારે નીચા સ્વરો હોય તો તે **અનુમન્દ્રસપ્તક**ના સ્વરો છે એમ સમજવું. પહેલી જાતનાં જુની ગોઠવણવાળાં હારમોન્યમમાં પ્રથમના સ્વર **મ** થી **ની** સુધી અનુમન્દ્રસપ્તકના સ્વરો છે.

એ પ્રમાણે હારમોન્યમની ચાવીઓની ગણત્રી જોતાં ત્રણ, સવાત્રણ, સાડાત્રણ અને પોણાચાર સપ્તકનાં હારમોન્યમ ઘણાં જોવામાં આવે છે. એથી વધારે સપ્તકના હારમોન્યમ ઘણાં ઓછાં જોવામાં આવે છે કારણકે તેમાં વધારાના સ્વરો ગાવાના કામમાં આવતા નથી.

હારમોન્યમ ઉપર શીખનારને સુચના કરવાની કે જો મન્દ્ર-સપ્તકના **સા** સ્વરના ઉઠાવવાળું હારમોન્યમ હોય અને તેની પહેલી સફેત ચાવીથી શરૂ કરતાં સાતમી કે આઠમી ચાવી સુધી પોતાનું ગળું ખેંચી શકાય તેમ ન હોય અથવા ખેંચવામાં ગળાંને ઘણીજ મહેનત પડતી હોય તો તે પહેલી ચાવીને છોડી સાતમી સફેત

અથવા પાંચમી કાળી ચાવીથી **સા** કલ્પી તેનાજ સ્થાનના નીચા સ્વરમાં ગળું મેળવી શરૂઆત કરવી. તેમ છતાં ન ફાવે તો છઠ્ઠી સફેત અથવા ચોથી કાળી ચાવીથી શરૂઆત કરવી.

આ પુસ્તક લખનારનો એવો અભિપ્રાય છે કે **અનુમન્દ્રસપ્તકના મધ્યમથી** ઉઠાવવાળાં હારમોન્યમો વધુ પસંદ કરવા ચોગ્ય છે. કારણકે તેમાં ડાબા હાથને પણ ખાલી રહેવાનો પ્રસંગ આવતો નથી. હાલનાં પ્રથમ બે કાળી ચાવીના સમૂહવાળાં વાજાંઓમાં નીચા સૂર વગાડવાના આવતાં ડાબો હાથ ખાલી જાય છે તેથી અગવડતા ઉત્પન્ન થાય છે. વળી પહેલી સફેત ચાવીથી શિખનાર પોતાનું ગળું તેજ સપ્તકના છેલ્લા સ્વર **ની** સુધી પણ ખેંચી ન શકે તો તે કયાંથી ગાવું, કેમ ગાવું વિગેરે માટે મુંઝાય છે, અને આખરે સંગીત જેવી અલૌકિક વિદ્યા ઉપર અણગમો લાવી તેને ત્યજી દે છે. તેવાં હારમોન્યમમાં તાર સપ્તકના પંચમ ઉપરના સઘળા સ્વરો ગાનારને તદ્દન નકામા હોય છે તેથી જો **અનુમન્દ્રસપ્તકના મધ્યમથી** ઉઠાવવાળાં સવાત્રણથી પોણાચાર સપ્તક સુધીનાં હારમોન્યમોજ વાપરવાં જોઇએ.

ઉપર કહ્યા પ્રમાણે દરેક સપ્તકની સફેત અને તેમની વચ્ચેની કાળી ચાવીઓનો અને તેના ઉપર આંગળાંઓનો કેવી રીતે ઉપયોગ કરવો તેની રીત નીચે આપવામાં આવેલ છે, તે પ્રથમ સમજી લઇને શિખવાની શરૂઆત કરવી.

પહેલી સફેત ચાવીને **સા** કહી તેના ઉપર ડાબા હાથનો અંગુઠો દાબી થોડી વાર સ્વરને લંબાવી પછી પહેલી આંગળી બીજી સફેદ ઉપર દાબવાથી **રી** નીકળશે. ત્રીજી સફેદ ઉપર ફરીને

અંગુઠો દાબવાથી **મ** સ્વર નીકળે છે. એ પ્રમાણે મધ્યમ સપ્તકના **સા** સુધી ચડવું અને એજ **સા** થી શરૂ કરી અનુક્રમે પાછા પ્રથમના **સા** સુધી ઉતરી જવું. ચડતાં અને ઉતરતાં દરેક વખતે **સા** ફરીવાર વગાડવો, જેમકે સા રી ગ મ પ ધ ની **સા—સા** ની ધ પ મ ગ રી સા એ પ્રમાણે ડાબો હાથ પકો થયા પછી જમણા હાથથી મધ્યમ સપ્તકના **સા** થી તારસપ્તકના **સાં** સુધી પ્રથમ અંગુઠો, પછી પહેલી આંગળી, એમ અનુક્રમે સારીગમ ઉપર પ્રમાણે વગાડી જવી. પરંતુ માત્ર અંગુઠો અને પહેલી આંગળી વાપરવાથી બીજાં આંગળાં કાચાં રહી જાય છે, તેથી ચારે આંગળાં વાપરવાની રીત નીચે પ્રમાણે શીખવી જોઇએ.

ડાબા હાથનો અંગુઠો પ્રથમના **સા** ઉપર દાબી પછી ત્રીજી આંગળી અંગુઠા ઉપર થઇને **રી** ઉપર દાબવી, પછી **ગ** ઉપર બીજી આંગળી, **મ** ઉપર પહેલી આંગળી, **પ** ઉપર ફરીને અંગુઠો, **ધ** ઉપર ફરીને ત્રીજી આંગળી, એમ અનુક્રમે આગળ જતાં ડાબા હાથની પહેલી આંગળી ઉપરના **સા** ઉપર આવશે. ત્યાંથી પાછા ઉતરતાં એજ આંગળીથી **સા** વગાડી બીજી આંગળી વતી **ની,** ત્રીજી આંગળી વતી **ધ,** અંગુઠા વતી **પ,** પછી ફરીને ત્રીજી આંગળી, પછી બીજી, પછી પહેલી, પછી અગુઠો, એમ પ્રથમના **સા** સુધી ઉતરી જવું. મધ્યમસપ્તકમાં જમણા હાથના અંગુઠાથી શરૂ કરવું. પછી પહેલી આંગળી, પછી બીજી, પછી ત્રીજી, પછી અંગુઠો એ પ્રમાણે ચડવું અને ઉતરતી વખતે તેનાં તેજ આંગળાં તેજ અનુક્રમે સ્વર ઉપર આવે તે ધ્યાનમાં રાખવું

હવે જણાવવાનું કે પહેલા સાથી સામેના સા સુધી જતાં વચ્ચે આવતી કાળી ચાવીઓ રહી જાય છે. તેમાંની પ્રથમ બે અને છેલ્લી બે કોમળ અને વચ્ચેની તીવ્ર છે. એટલે તેને સાથે લેતા તેનો અનુક્રમ નંબર નીચે પ્રમાણે થશે. તે અનુક્રમવાળી સંખ્યા બારે સ્વરની સારીગમ શીખવા માટે જાણવાની ખાસ જરૂર છે.

અનુક્રમ નંબર— ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
નીચે આવતો સ્વર—સા રી રી ગ ગ મ મૅ પ ધ ધ ની ની સાં.

સંસ્કૃત ભાષાના સ્વરો કોમળ છે અને મૅ તીવ્ર સ્વર છે. એટલે કોમળ અને તીવ્ર સ્વરો કાઢી લેતાં બાકીના શુદ્ધ સ્વરો નીચે પ્રમાણે સંખ્યાની સાથે રહેશે.

અનુક્રમ નંબર— ૧ ૩ ૫ ૬ ૮ ૧૦ ૧૨ ૧૩
નીચે આવતો સ્વર—સા રી ગ મ પ ધ ની સાં

ઉપર પ્રમાણે અનુક્રમ સંખ્યા બરાબર યાદ રાખી ગમે તે ચાવીથી સારીગમ વગાડતાં ૧ ૩ ૫ ૬ ૮ ૧૦ ૧૨ ૧૩ની ગણત્રીએ આવતા સ્વરો લેવા. જેમકે પહેલી કાળી કોમળ રી ને સા કલ્પીને સારીગમ કરીએ તો નીચે પ્રમાણે અનુક્રમ સંખ્યા આવશે.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
સા રી રી ગ ગ મ મૅ પ ધ ધ ની ની સાં રીં
ની સા રી ગ મ પ ધ ની સાં

રી ને સા કલ્પી સારીગમ કરતાં ત્યાંથી ૧ની સંખ્યા ગણવો. એ રીતે ૧ ૩ ૫ ૬ ૮ ૧૦ ૧૨ ૧૩ની સંખ્યાએ શુદ્ધ

સ્વરો સા રી ગ મ પ ની સાં થશે. વચ્ચે ૨, ૪, ૭, ૯ અને ૧૧ જે સંખ્યા રહી જાય છે તે તેમાં ૨, ૪, ૯ અને ૧૧ કોમળ સ્વરો. રીગધની છે અને ૭ તે તીવ્ર સ્વર મૅ છે. એજ પ્રમાણે ત્રીજા સ્વર શુદ્ધ રી થી સારીગમ કરતાં નીચે પ્રમાણે થશે.

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| સા | રી | રી | ગ | ગ | મ | મૅ | પ | ધ | ધ | ની | ની | સાં | રીં | રી |
| | ની | સા | | રી | | ગ | મ | | પ | | ધ | | ની | સાં |

એવીજ રીતે અનુક્રમે પ્રથમની બારે ચાવીઓમાંની દરેકને સા કલ્પી સા રી ગ મો વગાડવી.

વળી તેમાં એ પણ રીત યાદ રાખવા જેવી છે કે ગમે ત વરથી સા રી ગ મ શરૂ કરતાં ગ અને મ અને ની અને સાં ાને સાથેજ રહેશે, અને બાકીમાંના સ્વરોની વચ્ચે એક એક કોમળ ; તીવ્ર સ્વર રહી જશે, એટલેકે બાકી સ્વરો એકાંતરી સંખ્યાએ હશે.

---

આંગળાં અને અંગુઠા વાપરવાની રીતનું ઉદાહરણ.

સુચના— × આવું ચિન્હ અંગુઠો સુચવે છે. ૧, ૨, ૩, ૪, એ, પહેલી, બીજી, ત્રીજી, અને ચોથી આંગળી સુચવે છે. એ ચિન્હો પ્રમાણે સ્વરોની ચાવીઓ ઉપર અંગુઠો કે આંગળી દાબવાં.

---

પહેલી સંકેત ચાવીથી સારીગમ માત્ર અંગુઠો અને પહેલી આંગળીનો ઉપયોગ.

× ૧ × ૧ × ૧ × ૧ ૧ × ૧ × ૧ × ૧ ×

॥ સા રી ગ મ પ ધ ની સા । સા ની ધ પ મ ગ રી સા ॥

## અંગુઠો અને પહેલી, બીજી અને ત્રીજી આંગળીનો ઉપયોગ.

| | | |
|---|---|---|
| ડાબો હાથ | × ૩ ૨ ૧ × ૩ ૨ ૧ | ૧ ૨ ૩ × ૧ ૨ ૩ × |
| ખરજ સપ્તક | સા રી ગ મ પ ધ ની સાં | સાં ની ધ પ મ ગ રી સા |
| જમણો હાથ | × ૧ ૨ ૩ × ૧ ૨ ૩ | ૩ ૨ ૧ × ૩ ૨ ૧ × |
| મધ્યમ સપ્તક | સા રી ગ મ પ ધ ની સાં | સાં ની ધ પ મ ગ રી સા |

## પહેલી કાળી ચાવીથી સારીગમનો ઉઠાવ.

| | | |
|---|---|---|
| ડાબો હાથ | ૨ ૧ × ૩ ૨ ૧ × ૨ | ૨ × ૧ ૨ ૩ × ૧ ૨ |
| ખરજ સપ્તક | સા રી ગ મ પ ધ ની સા | સા ની ધ પ મ ગ રી સા |
| જમણો હાથ | ૧ ૨ × ૧ ૨ ૩ × ૧ | ૧ × ૩ ૨ ૧ × ૨ ૧ |
| મધ્યમ સપ્તક | સા રી ગ મ પ ધ ની સાં | સાં ની ધ પ મ ગ રી સા |

ઉપર પ્રમાણે સુચના મુજબ પ્રથમ ડાબા હાથથી મન્દ્ર-સપ્તકના સ્વરો ઉપર વગર ભૂલે ધીમી, મધ્યમ અને ઉતાવળી લયમાં સા રી ગ મ તૈયાર થાય ત્યાર પછી જમણા હાથથી મધ્યમ સપ્તકના સ્વરો ઉપર તેવીજ રીતે સા રી ગ મ તૈયાર કરવી. બરાબર પાકો હાથ થયા પછી બન્ને હાથ સાથે તૈયાર કરવા, ત્યાર પછી સ્વરાલંકારની સારીગમો એક પછી એક પાકી કર્યા બાદ ગાયન વગાડતાં શીખવું; જેથી ગાયનમાં આવતા અલંકારો, તાનો, ગમક, મીંડ વિગેરે મધુરતાથી વગર ભૂલે વગાડી શકાય. પ્રથમની બે સા રી ગ મ ઉપર હાથનાં આંગળાં કેમ વાપરવાં તેની સમજ આપી છે. બાકીના સ્વરથી સા રી ગ મ વગાડતાં અંગુઠો અને આંગળી અરડયા વગર અનુક્રમે સ્વર ઉપર સરળતાથી વપરાય તેમ ધ્યાન રાખી વગાડતાં શીખવું. સપ્તકના બારે સ્વરમાંથી

ગમે તે સ્વરને **સા** કલ્પી ત્યાંથી સા રી ગ મ વગાડતાં શીખવામાં વિશેષ સરળતા પડે તે માટે નીચે પ્રમાણે ચાવીઓનાં ચિત્રોની સાથે સા રી ગ મો આપેલી છે તે ધ્યાનપૂર્વક વગર ભૂલે વગાડતાં શીખી લેવી, જેથી ગમે તે માણસ ગમે તે સ્વરથી ગાતો હોય તેની સાથે વગાડવાની શક્તિ પ્રાપ્ત થઇ શકે.

**પ્રથમ સફેત ચાવી સા થી સારીગમનો ઉઠાવ.**

| મન્દ્ર સપ્તક. | મધ્યમ સપ્તક. |
|---|---|
| ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ |
| સા રીરી ગ ગ મ મૅ પ ધ ધ નીની | સા રીરી ગ ગ મ મૅ પ ધ ધ નીની |
| સા રી ગ મ પ ધ ની | સા રી ગ મ પ ધ ની |
| × ૩ ૨ ૧ × ૩ ૨ | × ૧ ૨ ૩ × ૧ ૨ |
| ડાબા હાથનો ઉપયોગ. | જમણા હાથનો ઉપયોગ. |

**પ્રથમ કાળી ચાવી રી થી સારીગમનો ઉઠાવ.**

| મન્દ્ર-ખરજ સપ્તક. | મધ્યમ-સૂર સપ્તક. |
|---|---|
| ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ |
| સા રીરી ગ ગ મ મૅ પ ધ ધ નીની | સા રીરી ગ ગ મ મૅ પ ધ ધ નીની |
| ની સા રી ગ મ પ ધ | ની સા રી ગ મ પ ધ |
| ૨ ૧ × ૩ ૨ ૧ | × ૧ ૨ × ૧ ૨ ૩ |
| ડાબા હાથનો ઉપયોગ. | જમણા હાથનો ઉપયોગ. |

### ૧. શુદ્ધ સા થી

| મન્દ્ર-ખરજ સપ્તક. | મધ્યમ-સૂર સપ્તક. |
|---|---|
| ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ |
| રી ગ મૅ ધ ની | રી ગ મૅ ધ ની |
| સા રી ગ મ પ ધ ની | સા રી ગ મ પ ધ ની |

### ૨. કોમળ રી થી

| | મન્દ્ર-ખરજ સપ્તક. | મધ્યમ-સૂર સપ્તક |
|---|---|---|
| ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ |
| | રી ગ મૅ ધ ની | રી ગ મૅ ધ ની |
| ની | સા રી ગ મ પ ધ | ની સા રી ગ ગ પ ધ |

### ૩. શુદ્ધ રી થી

| | મન્દ્ર-ખરજ સપ્તક. | મધ્યમ-સૂર સપ્તક. |
|---|---|---|
| ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ |
| ની | રી ગ મૅ ધ ની | રી ગ મૅ ધ |
| ની | સા રી ગ મ પ ધ | ની સા રી ગ મ પ ધ |

### ૪ કોમળ ગ થી

| અ મન્દ્ર | ૧. મન્દ્ર-ખરજ સપ્તક. | મધ્યમ-સૂર સપ્તક |
|---|---|---|
| ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ |
| ની | રી ગ મે ધ ની | રી ગ મૅ ધ |

ધ | ની સા | રી | ગ મે પ | ધ | ની સા | રી | ગ ગે પ

### ૫. શુદ્ધ ગ થી

| | મન્દ્ર-ખરજ સપ્તક. | ૨ મ.-સૂર સપ્તક. |
|---|---|---|
| ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ |
| ધ ની | રી ગ મૅ ધ ની | રી ગ મૅ |

ધ ની સા | રી ગ મ | પ | ધ ની સા | રી ગ મ | પ

### ૬. શુદ્ધ મ થી

| અનુ સપ્તક | ૧ મન્દ્ર-ખરજ સપ્તક. | ૨. મધ્યમ-સૂર |
|---|---|---|
| ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ |
| ધ ની | રી ગ મૅ ધ ની | રી ગ મૅ |

પ | ધ | ની સા | રી | ગ મે | પ | ધ | ની સા | રી | ગ ગે

સારીગમનો ઉઠાવ.

| | તાર-ટીપ સપ્તક. | તારતર-સપ્તક. |
|---|---|---|
| ,૧૦૧૧૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ |
| ની | રીં ગં મઁ ધં નીં | રીં ગં મઁ ધં |

ધ | નીસાં | રીં | ગં | મં | પં | પં | નાંસાં | રીં | ગં | મં | પં

સારીગમનો ઉઠાવ.

| | તાર-ટીપ સપ્તક. | તારતર સપ્તક. |
|---|---|---|
| ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ |
| ધ ની | રીં ગં મઁ ધં નીં | રીં ગં મઁ |

ધં | નીં સાં | રીં | ગં મં | પં | ધં | નીં સં | રીં | ગં મં | પં

સારીગમનો ઉઠાવ.

| સપ્તક. | ૩. તાર-ટીપ સપ્તક. | તારતર સપ્તક. |
|---|---|---|
| ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ |
| ધ ની | રીં ગં મઁ ધં નીં | રીં ગં મઁ |

પ | ધ | ની | સાં | રીં | ગં મં | પં | ધં | નં | સાં | રીં | ગં મં

### ૭. તીવ્ર મૅ થી

| અનુ. સપ્તક. | મન્દ્ર–ષરજ સપ્તક. | મધ્યમ–સૂર |
|---|---|---|
| ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ |
| मॅ ध नी | री ग मॅ ध नी | री ग |
| પ ધ | ની સા રી ગ મ પ ધ | ની સા રી ગ મ |

### ૮. શુદ્ધ પ થી

| અનુમન્દ્ર સપ્તક. | મન્દ્ર–ષરજ સપ્તક. | મધ્યમ |
|---|---|---|
| ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ |
| मॅ ध नी | री ग मॅ ध नी | री ग |
| મ પ ધ | ની સા રી ગ મ પ ધ | ની સા રી ગ |

### ૯. કોમળ ધ થી

| અનુમન્દ્ર સપ્તક. | મન્દ્ર–ષરજ સપ્તક. | મધ્યમ |
|---|---|---|
| ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ |
| मॅ ध नी | री ग मॅ ध नी | री ग |
| ગ મં પે ધ | ની સા રી ગ મં પે ધ | ની સા રી |

### ૧૦. શુદ્ધ ધ થી

| અનુમન્દ્ર સપ્તક. | મન્દ્ર–ખરજ સપ્તક | મધ્યમ |
|---|---|---|
| ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ |
| ગ મॅ ધ ની | રી ગ મॅ ધ ની | રી |

ગ મ | પ | ધ | ની સા | રી | ગ મ | પ | ધ | ની સા | રી

### ૧૧. કોમળ ની થી

| અનુમન્દ્ર સપ્તક. | મન્દ્ર–ખરજ સપ્તક. | |
|---|---|---|
| ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ |
| ગ મॅ ધ ની | રી ગ મॅ ધ ની | રી |

રી | ગ મ | પ | ધ | ની સા | રી | ગ મ | પ | ધ | ની સા

### ૧૨. શુદ્ધ ની થી

| અનુમન્દ્ર સપ્તક. | મન્દ્ર–ખરજ સપ્તક. | |
|---|---|---|
| ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ |
| રી ગ મॅ ધ ની | રી ગ મॅ ધ ની | |

રી | ગ મ | પ | ધ | ની સા | રી | ગ મ | પ | ધ | ની સા

સારીગમનો ઉઠાવ.

| –સૂર સપ્તક. | તાર કે ટીપ સપ્તક | |
|---|---|---|
| ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ |
| ગ મઁ ધ ની | રીં ગં મઁ ધં નીં | રીં |

ગ મ | પ | ધ નીસાં | રીં | ગં મં | પં | ધં નીસાં | રીં

સારીગમનો ઉઠાવ.

| મધ્યમ-સૂર સપ્તક. | તાર કે ટીપ સપ્તક. | |
|---|---|---|
| ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ |
| ગ મઁ ધ ની | રીં ગં મઁ ધં નીં | રીં |

રી | ગ મ | પ | ધ | નીસા | રીં | ગં મં | પં | ધં | નીસા

સારીગમનો ઉઠાવ.

| મધ્યમ-સૂર સપ્તક. | તાર કે ટીપ સપ્તક. | |
|---|---|---|
| ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧ |
| રી ગ મઁ ધ ની | રીં ગં મઁ ધં નીં | |

રી ગ મ | પ ધ નીસાં | રીં ગં મં | પં ધં નીસાં

# ⫷ સ્વરાલંકાર લેખન. ⫸



## સારીગમ. તાલ ત્રિતાલ. માત્રા ૧૬.



નીચે આપવામાં આવેલ સારીગમમાં પ્રથમ પહેલી સારીગમની ત્રણ લય બતાવવામાં આવી છે. अ. વિલંબલયમાં દરેક સ્વર ચાર માત્રા લંબાવવાનો છે. व. મધ્યમ લયમાં દરેક સ્વરને બે માત્રા જેટલો લંબાવવો. क. દ્રુતલયમાં એકે સ્વર લંબાવવાનો નથી. ड. મધ્યમ દ્રુતલયમાં દરેક સ્વર અર્ધી માત્રા જેટલો ટુંકો બોલતાં એક માત્રાના સમયમાં બે સ્વર બોલવાના છે. इ દ્રુતાર્ણુ-લયમાં દરેક સ્વર પા માત્રા જેટલો ટુંકો બોલતાં એક માત્રાના સમયમાં ચાર સ્વર બોલવાના છે.

સારીગમની નીચે મૃદંગના બોલ આપ્યા છે તે સારીગમની સાથે મૃદંગ શીખનારને માટે સુચના રૂપે છે. ત્રિતાલની દરેક સારીગમ કે તેનાં ગાયનમાં એ રીતે ગોઠવણથી બોલ વગાડવાના છે.

" **સુચના**—ઉપર કાળની લયનું વિવેચન આપેલ છે. અગાઉ માત્રામાં દ્રુત માત્રા એટલે અર્ધી માત્રા કહેવામા આવેલ છે, પરતુ અહિં કાળની લયના સબંધમાં દ્રુત એટલે એક લઘુમાત્રામાં જેટલો

## ૧ લી સારીગમ.

### ૧. अ. વિલંબલય (ઠાહ) મૃદંગના બોલ સાથે.

| | | | |
|---|---|---|---|
| ૨* | ૩ | ૦ | ૧ |
| સા – – – | રી – – – | ગ – – – | મ – – – |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ના તીં તીં ના | ત્રક ધીં ધીં ના |

| | | | |
|---|---|---|---|
| ૨ | ૩ | ૦ | ૧ |
| પ – – – | ધ – – – | ની – – – | સાં – – – |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ના તીં તીં ના | ત્રક ધીં ધીં ના |

| | | | |
|---|---|---|---|
| ૨ | ૩ | ૦ | ૧ |
| સાં – – – | ની – – – | ધ – – – | પ – – – |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ના તીં તીં ના | ત્રક ધીં ધીં ના |

| | | | |
|---|---|---|---|
| ૨ | ૩ | ૦ | ૧ |
| મ – – – | ગ – – – | રી – – – | સા – – – |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ગદી ગન ધા ગદી | ગન ધા ગદી ગન |

### બ. મધ્યમલય.

| | | | |
|---|---|---|---|
| ૨* | ૩ | ૦ | ૧ |
| સા – રી – | ગ – મ – | પ – ધ – | ની – સાં – |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ના તીં તીં ના | ત્રક ધીં ધીં ના |

| | | | |
|---|---|---|---|
| ૨ | ૩ | ૦ | ૧ |
| સાં – ની – | ધ – પ – | મ – ગ – | રી – સા – |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ગદી ગન ધા ગદી | ગન ધા ગદી ગન |

क द्रुतलय. (ચલતી).

| | | | |
|---|---|---|---|
| ૨* | ૩ | ૦ | ૧ |
| સા રી ગ મ | પ ધ ની સાં | સાં ની ધ પ | મ ગ રી સા |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ના તીં તીં ના | ત્રક ધીં ધીં ના |

| | | | |
|---|---|---|---|
| ૨ | ૩ | ૦ | ૧ |
| સા રી ગ મ | પ ધ ની સાં | સાં ની ધ પ | મ ગ રી સા |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના | ગદી ગન ધાગદી | ગન ધા ગદી ગન |

ख. મધ્યમ દ્રુતલય (અર્ધી માત્રાની લય). બમણી દ્રુતલય.

| | | |
|---|---|---|
| ૨* | ૩ | ૦ |
| સારી ગમ પધ નીસાં | સાંની ધપ મગ રીસા | સારી ગમ પધ નીસાં |
| ના ધીં ધીં ના | ના ધીં ધીં ના | ના તીં તીં ના |

| |
|---|
| ૧ |
| સાંની ધપ મંગ રીસા |
| ત્રક ધીં ધીં ના |

ग. દ્રુતાણુલય (પા માત્રાની લય) ચોગણી દ્રુતલય.

| | |
|---|---|
| ૨* | ૩ |
| સારીગમ પધનીસા સાનીધપ મગરીસા | સારીગમ પધનીસા સાનીધપ મગરીસા |
| ધા ધીં ધીં ના | ના ધીં ધીં ના |

| | |
|---|---|
| ૦ | ૧ |
| સારીગમ પધનીસા સાંનીધપ મગરીસા | સારીગમ પધનીસા સાનીધપ મગરીસાં |
| ના તીં તીં ના | ત્રક ધીં ધીં ના |

ઉપર આપેલા નમુના પ્રમાણે દરેક તાલમાં નીચે આપેલી સારીગમોની પણ લય કરી શકાય છે. હાથનાં આંગળાંની ઝડપ અને ગળાંના કંપને માટે એટલી ઝડપની ખાસ જરૂર છે.

## ૨ જી સારીગમ.

૨* ૩ ૦ ૧ ૨ ૩

॥ સા–સા– | રી–રી– | ગ–ગ– | મ–મ– | પ–પ– | ધ–ધ– |

૦ ૧ ૨ ૩ ૦ ૧

| ની–ની– | સાં–સાં– ॥ સાં–સાં | ની–ની– | ધ–ધ– | પ–પ– |

૨ ૩ ૦ ૧

| મ–ગ– | ગ–ગ– | રી–રી– | સા–સા ॥

## ૩ જી સારીગમ.

૨* ૩ ૦ ૧ ૨ ૩

॥ સાસાસા– | રીરીરી– | ગગગ– | મમમ– | પપપ– | ધધધ– |

૦ ૧ ૨ ૩ ૦

| નીનીની– | સાંસાંસાં– ॥ સાંસાંસાં– | નીનીની– | ધધધ– |

૧ ૨ ૩ ૦ ૧

| પપપ– | મમમ– | ગગગ– | રીરીરી– | સાસાસા– ॥

## ૪ થી સારીગમ.

૨* ૩ ૦ ૧ ૨ ૩

॥ સાસાસાસા | રીરીરીરી | ગગગગ | મમમમ | પગપપ | ધધધધ |

૦ ૧ ૨ ૩ ૦

| નીનીનીની | સાંસાંસાંસાં ॥ સાંસાંસાંસાં | નીનીનીની | ધધધધ |

૧ ૨ ૩ ૦ ૧

| પપપપ | મમમમ | ગગગગ | રીરીરીરી | સાસાસાસા ॥

